દરિયાઇ દોલતથી દિસે આબાદ દેશ અપારજી,
શ્રીમન્‌મહારાજાધિરાજ ખમા ઘણી ખેંગારજી. ૧૦
સ્પર્દ્ધા કરે અલકાપતિની સંપત્તિ સાથે સાજમાં,
એવા વસે કોટિધ્વજો વેપારી જેના રાજ્યમાં;
દોલત દમામ તમામનો શી રીત પામું પારજી,
શ્રીમન્‌મહારાજાધિરાજ ખમા ઘણી ખેંગારજી. ૧૧

દોહરો.

કચ્છનરેશ કૃપાનિધિ, પ્રજાતણા પ્રતિપાળ;
ખમા રાઓ ખેંગારજી, મતિનિધાન મહીપાળ. ૧

સવૈયા.

બુદ્ધિવિશાળ નરેંદ્રતણાં ગુણવૃંદ કવિ રસનાથકી ગાતા,
હર્ષ તરંગ ઉતંગ વધે ઉરસાગરથી હદ મૂકી છલાતા;
આદિ કયો ગુણ હું વરણું સહુ એકથી એક દિસે ચઢિયાતા,
એમ મતિ અકળાઇ પડે તવ માગું સહાય પ્રભુ મતિદાતા. ૧

દોહરો.

જે ઉત્સાહ અપારનો, દર્શનનો દિનરાત;
લાખો ઉર અભિલાખ છે, વરણું પ્રથમ તે વાત. ૧

( વિવાહમાટે પ્રજાદિકની ઉત્કંઠા. )

છપ્પયછંદ.

તરૂણ નારીનર સર્વ, એમ ઉરમાંય વિચારે,
નૃપવિવાહ નિરખિશું, કોડથી આપણ ક્યારે ?
વૃદ્ધ નારી નરતણા, ઉતાવળ ઉરની અતિશે;
બાળકવૃંદની તેમ, મઝા જોવાની મિષે,
મિરમાગણ ચારણ ભાટને, તાગતણી આશા ઘણી,
નરવર વરરાય થશે તદા, આશ પુરાશે આપણી. ૧
એમ સપ્રેમ હમેશ, રાજકુળ ભૂપ લગનના,
કરે વિચાર સકોડ, મોહભર હૃદય મગનના,
ભલીમતિના ભાયાત, માણવા મોજ ભલેરી;
આતુરતાયુત જુએ, વાટ આ અવસરકેરી,
મુત્સદી વર્ગના મનવિષે, ભૂપલગ્ન અવસરતણી,
જોવાય વાટ જે આશથી, કથુ ન પ્રગટ કરી તે ઘણી. ૨.

દોહરો.

થતો વિલંબ વિલોકિને, પ્રગટ થવામાં પ્રાય;
અકળામણ આનંદને, થતી તે કેમ કથાય ? 1.

સવૈયો.

આતુરતાથી ભર્યાં પરિપૂરણ ચાતુરનાં ચિત એમ વિશેષે,
આવી મળ્યા જસભાઈતણા સુત એ તકમાં મણિભાઈ સુવેષે;
સ્થાપિત આપ દિવાનપદે પ્રસરી નિજ કીરતિ દેશ વિદેશે,
"આ ગુણવંત ધીમંત દિવાન" કહે સહુ એહ ભલાં સુખ દેશે. ૧

દોહરા.

મુગ્ધાના તન મુલુકનો, જવ જોબન નૃપ થાય;
વધ ઘટ અંગ પ્રદેશની, કળ બળ વડે કરાય. ૧.
તેમ નૃપતિ ખેંગારજી, સંમત મંત્રી સહાય;
સગવડ પડતું સહુ કર્યું, પ્રાંતવિષે નિજ પ્રાય. ૨.

(વિવાહ માટે અનુકુળતા અને તૈયારીની શરૂઆત.)

છપ્પય છંદ.

પ્રેસીડેન્ટ પ્રવીણ, સુઘડ ઉમરાવ સ્વભાવે,
અહોનિશા અનુકૂલ, દિલથી મમતા દરસાવે,
મનગમતા મણિભાઇ, જેહ નૃપઇંગિત જાણે;
એવા મંત્રી અનુપ, ભૂપમન મૂરતિ જાણે,
અનુકુળ એમ અવલોકિ સહુ, રાજવળાની રીતથી,
અતિ મગ્ન થઇ નૃપલગ્નનું, પગરણ માંડયું પ્રીતથી. ૧

માલિનીછંદ.

પગરણ અતિ પ્રીતે, માંડયું પૂછી મુહૂર્ત,
વિશદમતિ દિવાને, માંડિ તૈયારી તર્ત;
નૃપતિ લગન કેરો, આ મહોત્સાહ જેવો,
ઉલટથી કરવો છે, આ સમારંભ તેવો. ૧

વસંતતિલકા છંદ.

તૈયારી લગ્નતણી મગ્ન થઇ કરેછે, વસ્તુ અનેક સવિવેકથી સંગ્રહેછે;
લાખોથી લેખું ગણતી ન થતી હજારે, વેપારી લાભથકી રાજી થતા વધારે. ૧
વ્હોર્યાં દુકૂલ અતિ ઉત્તમ સાલ સેલાં, મોઘામૂલાં વળિ મનોહર જે બનેલાં;
જે કીધી વ્હોરત વિવાહ પ્રસંગ જાણી, કહેતાં સહુ વરણી થાય થકીત વાણી. ૨

## રાજગઢને શણગારવાનું વર્ણન.

કાવ્યછંદ.

યથાયોગ્ય મતિ શક્તિ, પ્રીછિને પૂરણ હામે;
નિમ્યા નિપુણ મંત્રીએ, કામદારો બહુ કામે. ૧
ભુજનગરી ભલિભાત, થવા ભોગાવતી તુલ્યે;
માંડી શણગારવા, ઉલટથી હૃદય પ્રફુલ્લે. ૨
પુરિકેરાં પ્રતિધામ, ચાંદની સરખાં ચૂને;
કરવાને શરૂ કીધ, કારિગર ઘણા નિપુણે. ૩
મનહર નૃપમંદિર, રાજગઢ દૃઢ ચોપાસે;
શિખર ગગનચુમ્બિત, ભવ્યપણું તેનું ભાસે. ૪
હેમકલશપર કરે, કિરણ રવિના ચળકારા;
વિર્દાંકિત ધ્વજ વળી, કરે પવને ફડકારા. ૫
પ્રૌઢ પ્રયાગ મહેલ, ઘડીયંત્રે રઢિયાળો;
(જાણે) પુરિપદ્મિનિ શિરતણો, ગોફણો ઘુઘરીવાળો. ૬
પા પા અવરે પુનિત, તાલબંધ થતા ટકોરા;
ચોમુખ શોભે સરસ, સુણો ઉપમા મતિપૂરા. ૭
પ્રયાગમલ નૃપતણા, વેદની પુનિતા વાણ્યે;
ઘડિ ઘડિયે યશ ગાય, ચતુર ચતુરાનન જાણે. ૮
શણગાર્યો તે સરસ, તેની વડી શોભા આગે;
ઇંદ્રભુવનની અમિત, લલિતતા અતિ લઘુ લાગે. ૯
નિત્યની શોભા અનુપ, આયના મ્હેલની એવી;
લગ્નપ્રસંગે બની, ઝાઝી તે જોવા જેવી. ૧૦
અંતઃપુર એ સમે, સર્વ શિરમોર પ્રભાએ;
સ્વચ્છાંતરસમ બન્યું, વિશદ અતિ કળિચૂનાએ. ૧૧
ઘણા દિપેછે ગોખ, ઝરૂખા ઝુકી રહ્યાછે;
બારી જાળી અટારી, વિવિધ રંગે રંગ્યાં છે. ૧૨
તમામ શોભા તેહ, પાર વરણી નવ પામું;
વર્ણો અતિ શોભા એહ, જોઉં મુજ મતિ લઘુ સામું. ૧૩
ધ્વજા પતાકા અને, તોરણો ઠામો ઠામે;
ત્રિલોક મનમોહવા, ફંદ રચિયો શું કામે? ૧૪

નરનારી મન મૃગો, પકડવા સ્મર પારધિએ;
નવીન નાંખ્યાં શું જાળ, એવી શોભા બની બધિએ. ૧૫
જ્યાં ત્યાં રોપી સ્થંભ, રાજગઢ રઢિયાળામાં;
શિર ફાનસ ગોઠવ્યાં, રોશની કાજ નિશામાં. ૧૬
પ્રગટે દીપ તવ દિપે, શોધી ઉપમા કહું સારી;
જે મુજ મતિઅનુસાર, સુણો સજ્જન નરનારી. ૧૭
ભુજંગપતિ ખેંગાર–તણા શુભ લગ્નસમાજે;
નિકળ્યા શું પતાળથી, ભુજંગમ જોવા કાજે. ૧૮
બંતી શિખા શોભતી, દીપ ફાનસ હસ્તકની;
ભુજંગયુથની દિપે શું, મહામણિયો મસ્તકની. ૧૯
મુખ્ય પ્રવેશક દ્વાર, ધામ શોભાનું નિહાળો;
લક્ષ્મીભુવન સમ બન્યો, રાજગઢ અતિ રઢિયાળો. ૨૦

દોહરો.

મહા મનોહર રાજગઢ, શોભા સદન અમાપ;
જદુકુળતિલક વસે જ્યહાં, બહુ પ્રજાનો બાપ. ૧.

## સેનાની તૈયારી.

રાગ ગરબી.

"તમે આળ ન કરશો એવડી અલબેલાજી" એ ઢાળ.

કરૂં વર્ણન ધરી કોડ, એ તકનું આગે;
જદુપતિને નમી કરજોડ, જેથી મતિ જાગે. ૧
મદઝરતા માતંગ, મંગળસ્થાન મહા;
અલબેલા તેજી તુરંગ, સ્વારતણી ન સ્પૃહા. ૨
બેલ ઘણા બળવંત, ભડક્યા રહે ભારે;
ઉંચડોકાં ઉંટ અનંત, પામું ન ગણી પારે. ૩
એ સહુને એવાર, પુર બાહર બાંધી;
સમીપે પછિ તોપ બહાર, કરતા તક સાંધી. ૪
પડવા ટેવ પ્રમાણ, સુણી ન ભડકવાને;
ગંભીર ધનનાદ સમાન, તોપ ગરજનાને. ૫
પ્રથમ સુણી તે નાદ, નૃપહિતુઉર હરખે;
ઉછળે ત્યમ કરી ઉન્માદ, હય દોદશ નિરખે. ૬

કરીને ઘોર ચિકાર, ગજ બહુ ગભરાયે;
નૃપઅરિઉરને અનુસાર, સ્થિતિ તેમની થાયે. ૭
ઉપરા ઉપરી એમ, ધડુક તોપ વડી;
પછિતો સહુ અભય સપ્રેમ, હયગજ તેહ ઘડી. ૮
એમ કવાયત બંધ, કરી સેના કોડે;
ન કરે બની મસ્તી મદાંધ, વરને વરઘોડે. ૯

દોહરો.

વરઘોડે નરવરતણે, શુણી તોપના બહાર;
ભડકે નહિ હય હાથી જેમ, એમ કર્યો ઉપચાર. ૧

સંગ્રહસ્થાન પ્રસંગ.

સવૈયા.

ઉત્તમ કારિગરીથી બનેલ અનેક ચિજો કરિ એકઠી હોડે,
સંગ્રહસ્થાનતણી શરૂઆત કરી ભલીભાત થકી દિલ કોડે;
એ અતિ ઉત્તમ કાર્ય બને મણિભાઈતણા શુભ યત્ન કરોડે,
દેશવિદેશથી વસ્તુ મગાવી ઇનામની લાલચ દામ ન થોડે.

કવિત મનહરછંદ.

જાહેર આ વાત રાજ્યપત્રમાં પ્રસિદ્ધ કરી, શુણી તે કારિગરો સૌ ધંધે મચ્યા ધાઈને,
સુતાર લુવાર સોની સાળવી શિકલગર, આપ આપનો કિસબ કરે હરખાઇને;
લાખ અભિલાખ રાખી થાકને વખારે નાખી, લોભે લાભે મચ્યા જાણી બેઘડી કમાઇને,
ઉદ્યમનું ધામ કચ્છદેશ તે સમય પર, માન એ તમામનું સુમંત્રી મણિભાઇને. ૧

દોહરો.

નિમ્યા કામદારો નિપુણ, ભરવા સંગ્રહસ્થાન;
જનમન રંજન કારણે, પરિશ્રમ કરે પ્રધાન. ૧.

(બીજી અગત્યની તૈયારીઓનું વર્ણન.)

રાગ ચોપાઈ ત્રિતાલી.

તેડાવ્યો ત્યાં વિદેશી ઉસ્તાદ, બેન્ડ વાજું શિખવવા સનાદ;
દેશીજનને તે શુદ્ધ શિખાવે, રસ જામે મોરલિયો બજાવે. ૧
તાલબંધ તે તાલિમ આપે, રાગ મધુર વાંસળિમાં આલાપે;
દિન થોડામાં તે કળા બહુધા, શીખી સ્હેજે થયા પાવરધા. ૨
યોગ્ય પોશાક સહુને દીધેલા, પ્હેરી અધિક દીસે અલબેલા;
ચાલે ગંભીર બેન્ડ બજાવે, મોહ મુનિ મનને ઉપજાવે. ૩

દેશી બેન્ડ હમેશનું એમ, ઊપજાવવા નૃપતિને પ્રેમ;
મનમોહક રતિરસ રંગે, બન્યું લાયક લગ્નપ્રસંગે. ૪
પામ્યા પરિજન નવીન પોશાક, ફેંટા રેટા ને ડગલા ઘણક;
સીપાઈ માત્રને ડગલા નવા જે, દીધા સીવડાવીને સુખ કાજે. ૫
સ્વાર સર્વને જીન નવીન, ડગલો ને પોશાક તે દિન;
દાસીવર્ગને સાળુ રૂપાળા, કોર પાલવ બેઉ કસબાળા. ૬
કશી હર્ષની વાત કહ્યાની, પ્હેરી ઓઢી ને ન્યાળેછે પાની;
સિધણ દાસીઓ જે શ્યામગાત્રી, શોભે જાણે અમાંસની રાત્રી ! ૭
અથવા નિશી અજવાળી કેરાં, શોભે ફાનસ શ્યામ ઘણેરાં;
બણી ઠણીં બહુ તે સહુ વેશે, રાજ્યદ્વારમાં નિકળે પ્રવેશે. ૮
કાઢી અંબાડી કિંમત ઘણાની, શોભે સરસ સુવર્ણ હુદ્દાની;
ઓઢા અગણિત છે ભરજરીના, કિમ્મત ખરચતાં કસર કરી ના. ૯
સ્વર્ણ સાંકળો બહુ મૂલ્દાર, હસ્તીડોકનો શુભ-શણગાર;
હેમનેપૂર હાથી ચરણના, ધમકે ઘુઘરા તેમાં સુવરણના. ૧૦
રૂડી અંબાડિયો જે રૂપાની, કાઢી સજ કરવા શુભ જાણી;
અન્ય આભરણોનો ન પાર, મોંઘી કિમ્મતનાં મૂલ્દાર. ૧૧
અશ્વના બહુ હેમપલાણ, સ્વર્ણ સાંકળો કોટની જાણ;
રત્નજડિત્ર પલાણો રૂડેરાં, જેનાં વિશ્વે વખાણ વડેરાં. ૧૨
કિંકિનીયુત ઝાંઝર ઝમકે, અશ્વ ઠેકતાં ઠણણણ ઠમકે;
ઝાઝી શોભતી જરીની ઝૂલો, ફરતાં રેશમી રંગીન ફુલો. ૧૩
સોના રૂપાની બલદાસિંગડિયો, ઘુઘરમાળાઓ ધમકતી વડિયો;
ઓઢા ભરજરીના અગણિત, પેખી જોતાં ઉપજતી પ્રીત. ૧૪
જરી પટકાનાં નવલ નિશાન, ફરૂકે મહિમાસૂચક મૂલ્યવાન;
પાખર બખ્તર ને ધીંગી ઢાલો, નહીં પાર તેનો તો નિહાળો. ૧૫
સ્થંભ સોના રૂપાના શોભીતા, દોર રેશમના દેખીતા;
એવા જરીતણા તંબુ રૂપાળા, વડા સર્વથી રચનાવાળા. ૧૬
કોઈ સમરંગી મખમલના, ઊંચા મશરૂના કો બહુ મૂલના;
કાઢી તૈયાર રાખ્યા તે૦ કોડે, કહી વર્ણન વાત મેં થોડે. ૧૭
શોભે રાજ્યસમૃદ્ધિ સલુણી, એકે અંગેય દીસે ન ઉણી;
જાણે ગંભીર પ્રૌઢા સુભાગી, શોભે પતિ માનીતિ સુધડાંગી. ૧૮

રાજ્યલક્ષ્મી અનર્ગળ એવી, જદુનાથની અનુકૂળ દેવી;
અતિ હર્ષ, ઉત્સાહ, ઉમંગ, સહુ મંગળ, શૃંગાર, સંગ. ૧૯
કરી સંપ ભુજંગ નગરમાં, આવી વસિયા તે અવસરમાં;
જાણે નિજ નિજ લોકને ત્યાગી, પંચદેવ પધાર્યા સુભાગી. ૨૦
જદુપતિના થવા શું જાનૈયા, લેશ બહુ ખુશીથી હું બલૈયાં;
ચોક ચૌટાં બજાર ને પોળ, દીસે રંગથી ઝાકમઝોળ. ૨૧
નિજ નૃપના વિવાહને નરખી, રૈયત સર્વ હૃદયમાં હરખી;
આણી અંગમાં અનુપ ઉમંગ, શણગાર્યું નગર નવરંગ. ૨૨
છાંટી ચોક આંગણું સુધારી, પૂરે મંગળ સાથીઆ નારી;
તરિયા તોરણ નેહનવલનાં, બાંધે લોક અશોક–પલ્લવનાં. ૨૩
રાખે સ્વચ્છ સુઘડ ઘરબાર, ઉત્તમ વસ્ત્ર ધરે નરનાર;
સર્વ તૈયારી કરી સ્વલ્પકાળે, રાતદિન મચી ઉર ઉજમાળે. ૨૪
શું હું વરણું નગરીની શોભા, બની સુરનર મુનિ મન લોભા;
રજવાડી પરૂણાની ત્યારે, જાણી ભીડ થશે બહુ ભારે. ૨૫
ઉત્તમ સ્વચ્છ કરાવ્યા ઉતારા, મંચ ઢાળ્યા તેમાં બહુ સારા;
ખુરશી ટેબલ કોચ બિછાનાં, શોભાધામ સુખદ વિધ નાના. ૨૬
નિમ્યા સરભરા કારણ મ્હેતા, તેહ હાજરા હાજુર રહેતા;
રાખે સર્વપ્રકાર તપાસ, કરે તેમાં ન કાંઈ કચાશ. ૨૭
થઇ મનગમી સગવડ જાણી, ત્યારે પ્રેમ હૃદયમાં આણી;
દોષ સર્વ અમંગળ દાટી, લખી કંકોતરી કંકુ છાંટી. ૨૮

કંકોતરી, ભાયાતોનું આગમન, અને રાજ્યસ્થાનોને આમંત્રણ.

દોહરા.

કોડે કુમકુમ પત્રિકા, લખી સુવર્ણ લલિત;
મોકલી મુલકે મુલકમાં, પૂર્ણ ધરી મન પ્રીત. ૧
"સ્વસ્તિ શુભસ્થાને સદા, સુજન વસો સુખરૂપ;"
"ભાવે લખીએ ભૂજથી, અદકી વાત અનૂપ." ૨
"અધિક અમારા સર્વ સુખ, મૂળ યદુકુળ ચંદ્ર;"
"કરૂણાનિધિ પતિ કચ્છના, નિર્મળ બુદ્ધિ નરેંદ્ર." ૩
"નામાંકિત નવ ખંડમાં, મહારાજ અધિરાજ;"
"મહારાઓ મિરઝાં સદા, સમે શ્રીયુત શિરતાજ." ૪

" શ્રીખેંગારજીનો સુભગ, લગ્ન મહોત્સવ જેહ; "
" મહા વદી અષ્ટમી દિને, નિરધાર્યો ધરિ નેહ. " ૫
" તેપર સહુને તેડીને, સગાં મિત્ર પરિવાર; "
" પ્રેમે અહીં પધારજો, સમય જાણી સુખકાર. " ૬
" તમ આવ્યે મંડપતણી, શોભા વધશે સાર; "
" એજ વિનંતી અમતણી, ધરજો ઉરમોંઝાર. " ૭
વિનયપત્રિકા કે વડી, કુમકુમ પત્રી સકોડ;
લખીતંગ મણિભાઈનો, મનહર વર્ણ મરોડ. ૮
કુમકુમ પત્રરૂપી શશી, મ્હેરામણ મ્હેમાન;
વિલોકિ ભરતી ભૂજમાં, વર્ધી શાં કરૂં વખાણ. ૯
દેશ દિવાને શુભ દિને, સહિત માન અતિ સ્નેહ;
તેરે તેડૂં મોકલ્યૂં, મોતી વરસ્યો મેહ. ૧૦
દયાશીલ દેશલતણા, સુપુત્ર જેહ સુપાત્ર;
તરતિમ ગઢ તેરાતણા, ધણી સુગુણનું ગાત્ર. ૧૧
કુટુંબવત્સલ કોઠિધા, કાકા જે કુળસ્થંભ;
અમિર સ્વભાવ હમીરજી, પધારિયા સકુટુંબ. ૧૨
પિતા રાઓ દેશલ સમા, ભુજપતિ સમ ભત્રીજ;
ક્યમ ન હોય ગુણધામ તે, બહુધા સહુ સુખ બીજ. ૧૩
કુશળ ઇચ્છતી કાકિયો, મંગળકૃત મહિમાય;
ગ્રહશાન્તિક આદિક ક્રિયા, કર જેમને કરાય. ૧૪
છત્રધારિ તેરા-ધણી, સત્વર સૈન્ય સહિત;
આવ્યા ભુજમાં એ રિતે, નૃપનાં લગ્ન નિમિત્ત. ૧૫
કરમી કોઠારાતણા, ધણી કાંયાજી ધીર;
વિવેકનિધિ તે લખવસા, આવ્યા પ્રફુલ શરીર. ૧૬
ભલી મતિના ભાયાત ભડ, પામું ન ગણતાં પાર;
અહો રાત્રિ આજ્ઞાવિષે, નૃપને અનુસરનાર. ૧૭
મહારાઓના મંડળિક, રૂપે ગુણે રમણિક,
બણિ ઠણિ આવ્યા તે બહુ, અદકી લેઈ અનીક. ૧૮
રથ ગાડી ઘોડાતણી, સ્વારીવિષે સોહાય;
રવાલ તુરિ ચાલે રૂડી, જ્યમ જળરેલા જાય. ૧૯

કમર કટારી વાંકડી, જોરાલા જમદંત;
સુવર્ણ મુઠ સમશેર કર, આયુધ એમ સુહંત. ૨૦
બહુ કપરા બેગડિ મુછે, દિસે કોઇ દૃઢ અંગ;
નજરાણા પોશાક લઈ, આવે તેહ પ્રસંગ. ૨૧
પ્રબળ ધણાક પટાવતો, સામદ શૂર અનેક;
ઠાઠ કરી ઠાકર ધણા, આવ્યા ત્યહાં અનેક. ૨૨
કવિયો આવ્યા કોડથી, પંડિતનો નહિ પાર;
ગૃહસ્થ નામાંકિત ધણા, આવ્યા ઉજમ અપાર. ૨૩
મંગળ મુખિયા મુલુકમાં, જગતખેલ જાહેર;
જથે જથે આવ્યા જુઓ, ભવાઈયા ભલી પેર. ૨૪
નાટક મંડળિયો નવી, આવી ત્યહાં અનૂપ;
લાભ જાણીને લક્ષધા, ભલા રિઝવવા ભૂપ. ૨૫
કળાવંતજન કેરૂં હું, કરી શકું ન કશું લેખું;
જ્યાં ત્યાં સાજ સહિત ધણા, દિપતા નજરે દેખું. ૨૬
બાંધ છુટયે જયમ બળ કરી, આવે નીર અપાર;
મિર માગણ ચારણ તણી, આવક તે અનુસાર. ૨૭
લેઈ જાય ધન માલ બહુ, આપી જાય આશિષ;
વળી કીર્તિ નૃપતિ તણી, ફેલાવે દશ દીશ. ૨૮
ભીડ થવા લાગી ધણી, નહિ પગ મેલ્યા માગ;
નૃપતિલગ્નને નિરખવા, ઉરમાંહે અનુરાગ. ૨૯
નગરતણા શુભ નરપતિ, જામ પદવિ જાહેર;
ગુણસંપન ગોંડલ–ધણી, મોરબિપતિ માહેર. ૩૦
રાજકોટના રાજવી, ધ્રોલ–મહીપતિ ધીર;
સુભગ માળિયાનો ધણી, ગુણ માંહે ગંભીર. ૩૧
એ આદિક સંસ્થાનના, જાડેજા નૃપ જેહ;
પાટનગર ભુજને પ્રિછે, શો તેમાં સંદેહ. ૩૨
પોણી કાઠિયાવાડ પર, ભુજપતિના ભાયાત;
*રાજ્ય કરે રૂડી રીતે, વિશ્વ વિદિત એ વાત. ૩૩
પ્રૌઢા શુભ પરિવારથી, એમ પનોતા આપ;
ભય નિવારણ ભુજપતિ, જેનો પ્રૌઢ પ્રતાપ. ૩૪

સાદર તે નૃપ સર્વને, તરત તેડવા કાજ;
રાજવળાની રીતથી, મૂક્યું તેડું મહરાજ. ૩૫
બિકાનેર બંકો નૃપતિ, જે રણધીર રાઠોડ;
મહીપતિ જેસલમેરના, કુળઉજ્વળ અતિ કોડ. ૩૬
અતિ સુદૃઢ ગઢ ઇડરના, ધણી ગુણે ગંભીર;
ઝાલા કુળશિરતાજ મણિ, ધ્રાંગધ્રાપતિ ધીર. ૩૭
માલિક કરડા મુલુકનો, બરડાનો બલિહાર;
પાટ પોરબંદરતણો, શિવ સેવક સરદાર. ૩૮
લીંબડિ વાંકાનેર ને, વિમળ ભૂપ વઢવાણ;
સંબંધી સ્નેહી સહુ, નૃપ ત્યાંના નિરવાણ. ૩૯
તેડું મોકલ્યું તેમને, સ્નેહ ઘણાથી સાર;
રાજવળાની રીતિ એ, વરણવી પામું ન પાર. ૪૦
જાહિર ગઢ જૂનાતણા, શુભ નવાબ સરકાર;
સ્વામી તળસૌરાષ્ટ્રના, અલખત જેની અપાર. ૪૧
તેડાવ્યા ત્યાં તેમને, મોકલી જન માહેર;
લગ્નપ્રસંગ લલિત ચિઠી, પ્રીતિ વધવા શુભ પેર. ૪૨
મિત્ર વડી સરકાર પર, ખલિતો મન ધરી ખાંત;
મોકલાવિયો મનધરી, ભુજપતિએ ભલિભાંત. ૪૩
સર્વ રાજ્ય સંસ્થાનથી, લઈ પોશાક અમૂલ;
હિરા મોતિ મણિ હારડા, દિવ્ય ઘણાંક દુકૂલ. ૪૪
આવ્યા જન ત્યાં અતિ ઘણા, સહિત ઠાઠ બની ઠીક;
એ સહુના આગમનથી, ઉપન્યો હર્ષ અધિક. ૪૫

સુમુહૂર્ત કર્યાં તેનુ તથા માળા પહેરી તે પ્રસંગની ધામધૂમનું વર્ણન.

સવૈયા.

હર્ષ અનેક વિધિ ઉપન્યો ઉર તે ન શકાય કહી વચનોથી,
ભીડ થઇ પુરમાં પુર બાહિર જાહિરસ્થાન અનેક જનોથી;
થાય કુલાહલ તે બહુ દૂરથી શુદ્ધ સુણાય ભલો શ્રવણોથી,
માનવિનો શું મહોદધિ સુંદર ઘૂઘવતો મધુરી લહરેથી. ૧
ભૂષિત આભૂષણો અગણિતથી અશ્વ અનૂપ અનૂપ પલાણે,

મત્ત ગજેંદ્ર સુવર્ણ હુદે શુભ મેઘ સવિદ્યુત[1] શોભિત જાણે;
અશ્વરથોથી અનેક વીથી[2] ભરિ જાઈ શકે જન જ્યાંથી પરાણે,
મારગમાં તલપૂર ન મારગ વાત કહું ભીડની શી હું વાણે? ૨
બેરખ આરબની ધરી આયુધ, ખડ્ગ ખુલે બહુ સ્વાર ઉભેલા,
પ્રૌઢ કવાયતબંધનું પેદળ, સાયુધ આવી ઉભું સહુ પ્હેલાં;
વાગતું રાગથી બેન્ડ મનોહર, ભેરિ નફેરિતણા સ્વર ભેળા,
કાન પડયું ન સુણાય કશું તહિં હર્ષ ઘણે ચકચૂર બનેલા. ૩
માનિની મંગળ ગાય મનોહર વેદ ધુની મળિ વિપ્ર કરેછે,
ચારણ માગણ બંદિ ચહૂદિશ, ભૂપયશે પરિપૂર્ણ ભરેછે;
ગાયક તે ગુણલાયકનાં સુખદાયક ગાન મુખે ઉચરેછે,
વારવધૂ[3] દરશાવી અભીનય નૃત્ય કરી જન ચિત્ત હરેછે. ૪
એમ અલૌકિક ઠાઠ બહાર કરી દરબાર ભર્યો સુપ્રસંગે,
શું કહું તે રચના વરણી મુખ માળ ધરે મહીપાળ ઉમંગે;
ઉત્તમ પાથરિયા ગલિચાપર પાથરણું જરિનું નવરંગે,
ઉર્ધ્વ ઉલેચ દિપે જરિના બહુ આકરિ કારિગરી શું અનંગે[4]. ૫
શોભિત સન્મુખ એક સિંહાસન આસન શું પાકશાસનનું[5] છે?
સ્વર્ણ મઢયું રચના રૂચિરા કરિ મોહક જેહ મુનિ–મનનું છે;
સર્વ સુકૃત્યની મૂરતિ ભૂપતિ ભૂજતણાને સુખાસિનનું છે,
સ્થાન ભલા વિશરામતણું સહુ સભ્યજનોતણા લોચનનું છે. ૬
દેહ દુકૂલથી[6] બેશ બનાવી સજી શણગાર અપાર શરીરે,
ઠાકર સહુ ઠિકઠાક થઇ કર ઝાલિ કૃપાણ[7] ધરે પગ ધીરે;
મુત્સદ્દિ લશ્કરિ વર્ગતણા નર સામદ ને ઉમરાવ અમીરે,
પૂર્ણ ભર્યો દરબાર ખિચોખિચ એ સમ એ ઉપમા અવધી રે: ૭

દોહરા.

અનેક શુભ આભૂષણે, કરી અલંકૃત કાય;
દુકૂલવસ્ત્રે દીપતા, નરવર જે વરરાય. ૧
મરડી બાંધ્યું મોળિયું, શુભ શિરપેચ સુહાય;
ત્રિલોકમોહન તંગને, મણિમોતી નિરખાય. ૨

૧ વિજળી સહિત. ૨ માર્ગે. ૩ નાયકાઓ. ૪ કામદેવે. ૫ ઇંદ્રનું. ૬ વસ્ત્રથી. ૭ ખાંડુ.

હિરા મોતિ મણિ મંજુના,[1] હ્રદય હીંચતા હાર;
ગ્રહ અનેકમાં ચંદ્ર જ્યમ, શોભે નૃપમુખ સાર. ૩
ઉપવીત[2] જ્યમ અંગે ધર્યો, હિરે જડિત્ર હમાલ;
ભુજપતિનો ભુજબંધ શુભ, વિલોકી ઉપજે વ્હાલ. ૪
સ્વલ્પ કરૂં શણગારનું, વર્ણન હું આ વાર;
કર કૃપાણ ધરિ નીસર્યા, નૃપતિ જવા દરબાર. ૫
પરિવેષ્ટિત[3] પરિજનથકી, ધીરે વિચરે ધીર;
આપ આગમન સૂચવતા, નકીબથી ગંભીર. ૬

હરિગીત છંદ.

જય જયતિ જય જદુનાથ કહિ દ્વિજ સાથ આશિષ આપતો,
છડીદાર માર્ગે મુકાવતા જન અન્ય કરતા જાપતો;
સહુ સભ્યનાં ચિત ચલિત કરતા અમિત હર્ષ વધારતા,
દરબાર ભર દરબારમાં આવ્યા ધીરે પગ ધારતા. ૧.
સંભ્રમ સભાસદ સર્વ ઉઠી ઉભા થયા તેણે સમે,
"ખાવિંદને ખમ્મા" કહી નરવરતણે ચરણે નમે;
શસ્ત્રાસ્ત્રના ખખણાટ ભિડમાં ભૂમિ ગલિત આભૂષણો,
સંભાળતાં મીસલ જવાનો સભ્યને ભય મન ઘણો. ૨
છડીદાર કરી પોકાર થાવા અદબસર સ્વર ગંભીરે,
સહુને કહે તે સુણિ સરવ સંકોચથી બેસે ધીરે;
સિંહાસને નૃપતિ સુખાસિન દેખી દુંદુભિ વાગિયાં,
મધુરે સ્વરે સુણિ બેન્ડ જન સહુનાં હ્રદય અનુરાગિયાં. ૩
જે ખડ્ગથી ખેંગારજીએ શેર માર્યો સ્હેજમાં,
"મિર્ઝાંમધરાપતિ" મેળવ્યું પદ તાણિ રિપુને તેજમાં;
પ્રતિપાલના ગોવિપ્રની કરી જગતમાં જેના બળે,
તે ખડ્ગની, આશાપુરિનિ કરિ પ્રથમ પૂજા તે પળે. ૪
વિધિવત પછી વિપ્રે સુમંત્રજળે પરમપુનિતા કરી,
સુખમૂળ મંગળમોદવર્ધનિ માળ મહીપાળે ધરી;
વરણૂં શું તે અવસર થયો આનંદ આખા પૂરમાં,
ઘનગર્જના સમ તોપ ઉપરા ઉપરિ છૂટી શૂરમાં. ૫

---

૧ મનોહર. ૨ જનોઈ. ૩ વીંટાએલા.

"જુગ જુગ જિયેરા" ગીતમાં વાદિત્ર લાગ્યાં વાગવા,
નોબત નગારાં ઢોલ ભેરી ભુંગળો ત્રાસાં નવાં;
વરસ્યો શું કંચન મેઘ છાંટયાં એમ દીસે છાંટણાં,
આંધી ગુલાલની એવી મુખ નિરખાય ના જન કોતણાં. ૬
ગૂલાલભર્યાં ખંખેરતા જન દાઢિ ભૃકુટી પાંપણો,
ઉત્તમ બિછાનાંપર દિસે કર્દમ[1] ગુલાલતણો ઘણો;
ગણુતી ન રહિ અત્તરતણા સીસા ઘણા ત્યાં ઢોળતાં,
ઘણું છાંટિયું ગૂલાબ કહું તે કથન મન સંકોચતાં. ૭
આનંદ સાગરના ઉતંગ[2] તરંગની છોળો ઉડે,
તેમાં ઝિલે સહુ લોકકેરા થોક યત્ન મહાવડે;
સુમુહૂર્ત તે દિનથી થયાં પાટે ગણેશ પધારિયા,
મંગળક્રિયા સહુ ચાલતી થઇ વિઘ્નમાત્ર વિસારિયાં. ૮
ચાલ્યા કસુંબા રેઢિયા અફિણી ઘણા આનંદિયા,
ખોબા ભરી ભરી રંગ દઈ પીને પછી ખોંખારિયા;
સંસારની ચિન્તા અમિતપર બુદ્ધિપર પીનારની,
દેખત દહાંતર લાવતી દુખ આપનારી અપારની. ૯
વળી જેણિયે વિખ્યાત ક્ષેત્ર પ્રભાસમાં પૂર્વે કરી,
ખુબ યાદવાસ્થળિ જેહ આ જગને હજી નથી વીસરી;
મુનિઓથી ને સત્શાસ્ત્રથી જે અધિક ધિક્કારાયલી,
પીનાર જનથી પણ સદા પ્રેમે ઘણે પૂજાયલી. ૧૦
પ્યાલા છલાતા ભરી ભરી એવી [3]સુરાના એ સમે,
પીનારને અતિ આગ્રહે પાએ સુણો સજ્જન તમે;
સુરા કસુંબા એ રિતે પીવાઈ રહેતાં પ્રીતથી,
વિધિવત વિસર્જન થઇ સભા આનંદ મન અગણિતથી. ૧૧

## શ્રીસાયલે આણું મોકલ્યું તેનું વર્ણન.

દોહરા.

તે દિવસથી તમામને, ઉર આનંદ ન માય;
લ્હેરિ માળ પૃથ્વીપતિ, સુરપતિ સમ સોહાય. ૧

૧ કાદવ. ૨ ઊંચા. ૩ મધ.

લઈ લઇ નામ નરેશનું, સકળ સુમંગળધામ;
મંગળગીત મધુરે સ્વરે, તરૂણી ગાય તમામ. ૨
સાંજ સવારે નગરની, તરૂણી મળે તમામ;
જથે જથે થઈ જુગતિથી, ગાય ગીત અભિરામ.[1] ૩
પ્રસન્ન મુખ સુખ પામતી, ખોબા ભરી ખારેક;
ઘરઘરની સહુ ગોરિયો, આવે મળી અનેક. ૪
હીંચ લેતી બહુ હોંસથી, તાલગતિમાં તેહ;
ફરે સરખિ મળિ ફૂદડી, નિરખી ઉપજે નેહ. ૫
એમ દિવસ આનંદમાં, જતાં ન તેહ જણાય;
વરણવું આગળની વિગત, સુણિ આનંદ પમાય. ૬
શુભ મુહૂર્ત જોઇ સાયલે, મોકલ્યું આણું મહીપ;
શું વરણવી શકું મુખે, તે રચનાં તરતીબ. ૭

ઝૂલણા છંદ.

ભરીસભા ભૂજ ભૂપતિ બિરાજે અતિ, સુઘડ શ્રીમંત શિર છત્રધારી,
જેમ અગણિત ગ્રહ મધ્યમાં અમ્રિનાથ[2] શોભતો જગત પરિતાપહારી;
પ્રીતિયુત પીયૂષ[3] વરસાવતા શું અહો, કુંમકુમામાં ભરી પૂર્ણ કોડે,
ઊછળે છોળ આનંદસાગરવિષે, હર્ષનાં તે સમે બહુ વિનોદે. ૧
આવી છાબો અલંકાર અતિશે ભરી, દીપ્તિ અતિ દુકુલવસ્ત્રોની દેખી,
તેજથી આંખ અંજાય જોનારની, સારીપેરે શકે કેમ લેખી?;
કીધિ મંગળક્રિયા ભરસભામાં ભલી, પૂજિયું ખડ્ગ ખેંગારરાયે,
આણું પછિ મોકલ્યું સાયલે ખાંતથી, નિરખિને હરખ ઉરમાંય થાયે. ૨
ગાજતે વાજતે નીકળ્યું આણું તે, જાય દરબાર મંડળ વળાવા,
સ્વાર પેદળ અને શકટ[4] સિગરામ રથ, વાહનો વિવિધ તૈયાર જાવા;
કેશરી રંગ છંટાય સાજન ઉપર, હેમ વરસાદ ઝડિયે શું વરસે,
અતિ ગુલાલેથી છાયો દિસે અભ્ર શું, વાદળી રાતિયો ભૂમિ પરસે. ૩
અતર ગુલાલ ગુલાબ બહુથી થયો, શેરિયોમાંય સુગંધિવાળો,
કેળવાયેલ કર્દમ ઘણા ચરણથી, અધિકતા સત્ય તે સમગ ન્યાળો;
નારીનર નગરનાં નિરખતાં નેહથી, પરમ રમણિક એ વાત પ્રીછી,
પંથ નિર્વિઘ્નની આપતાં આશિષો, અધિક અંતરવિષે કુશળ ઇચ્છી. ૪

---

૧ મનોહર. ૨ ચંદ્રમા. ૩ અમૃત. ૪ ગાડું.

## રાજકોટ રાજકુમાર કૅાલેજથી મહારાજા કુમારશ્રી કલુભાસાહેબનું આગમન.

દોહરા.

કુશળ ઇચ્છતાં કોડથી, નગરતણાં નરનાર;
સંચર્યું આણું સાયલે, શોભા અપરંપાર. ૧
આ અતિખુશીના અવસરે, પ્રસન્નમુખ મહીરાય;
પણ કિંચિત મુખની કળા, ન્યૂનપણે નિરખાય. ૨
જ્યમ વસંત આગમનવિણ, કામ ન સોળ કળાય;
બહિર્પ્રાણ સમ બંધુવિણ, ત્યમ ન પ્રફુલ નરરાય. ૩
પ્રસિદ્ધ મધ્ય સુરાષ્ટ્રમાં, રાજકોટ રમણિક;
નૃપકુમાર કૅાલેજ જ્યાં, ઉત્તમ ઠાઠ અધિક. ૪
ભાગ્યવંત ભૂપતિતણા, અતિ સુકુમાર કુમાર;
શિક્ષા લઈ સદ્‌ગુરૂતણી, આપ બને હુશિયાર. ૫
ભુજપતિના લઘુભાઇ પણ, કરણસિંહ કુળભાણ;
ભણે ત્યહાં ભલિભાતથી, નિપુણ ચરિત્ર નિધાન. ૬
તે આવ્યાવિણ ભુજપતિ, ઉર પૂર્ણ ન આનંદ;
તરત બંધુ આવ્યાતણી, કરિ પેરવિ સુખકંદ. ૭
પ્રીન્સિપાલ મતિપરમપર, લાયક લખિયો લેખ;
માગી રજા માસેકની, સુમતિ નૃપે સવિવેક. ૮
કામસહાયક કારણે, આતુર જ્યમ ઋતુરાજ[1];
ત્યમ કુમારશ્રી તે સમે, આતુર હતા ઘણાજ. ૯
મળ્યો લેખ મુખ મલપતે, પ્રિન્સિપલે ધરિ પ્યાર;
"સત્વર ભુજ તમ સંચરો," કહિ વાણી સુખકાર. ૧૦
સુણિ તે હર્ષ થયાતણું, મુજથી ન વર્ણન થાય;
તરત કરી તૈયારિ શુભ, પધારવા ભુજ પ્રાય. ૧૧
દશમ પોષ વદને દિને, પરમવિશુદ્ધ પ્રયાણ[2];
કુશળ કુમારશ્રિયે કર્યું, સહુને મળી સુજાણ. ૧૨
એકાદશિની નિશિતણા, વિશેષ વાગ્યે આઠ;
ભલી રિતે ભુજ આવિયા, મૈલ એકસો સાઠ. ૧૩

---

૧ વસંત. ૨ જવું.

નિરખિ બંધુ રૂપસિંધુને, ખુદાવંદ ખેંગાર;
નિરખિ વસંત મનોજ[1] જ્યમ, ઉર હરખિયા અપાર. ૧૪
રમત ગમત ને ધામધુમ, તે રૂપ સંગ્રહસ્થાન;
ખુલ્લું મુકવા આવિયા, શું કરણજી સુજાણ? ૧૫
અથવા નૃપઉરસાગરે, વધવા હર્ષ તરંગ;
રાકાશશિ[2] ઉગ્યો રૂડો, કુમારરૂપ અભંગ. ૧૬
વા રતિપતિસમ નૃપતિનો, સહાયકારક સાર;
કુમારરૂપ ધરી આવિયો, સહુ ઋતુનો સરદાર. ૧૭
સામૈયૂ કરવાતણો, સમય ન આવ્યો સાર;
એટલીં ઝડપે આવિયા, કોમળ દેહ કુમાર. ૧૮
ચંચળ મતિ ચતુરાઇના, શિરોમણી મણિભાઇ;
મૈલ ઉપર તે જઇ મળ્યા, ધીરપણાથી ધાઇ. ૧૯
જ્યાં જેણે જ્યમ સાંભળ્યું, તેમ થઇ તૈયાર;
મળે આવી મુખ મલપતે, અધવચ રોકી કુમાર. ૨૦
કરે નિછાવર કંઇક ધરિ, શ્રીફળ કરે સલામ;
હર્ષ જણાવે હોંસથી, પધારતાં સુખધામ. ૨૧
દિવ્ય યશધ્વજ દંડ તે, લક્ષ્મણરૂપ લલિત;
આવી મળ્યે રઘુવીરને, પૂરણ ઉપજે પ્રીત. ૨૨
અનુજ[3] મળ્યે ભુજનાથને, ઉપજી એવી પ્રીત;
વરણવું આગળની વિગત, લાયક જેહ લલિત. ૨૩

કુમારશ્રીએ જનોઇ માટે માળા પ્હેરી તથા ચરાડવે બીજું આણું મોકલ્યું તેનું વર્ણન.

દ્રુતવિલંબિત છંદ.

દિનબિજે ધરિ ભૂષણ ભ્રાજતાં, ભરિ સભા ભુજનાથ વિરાજતા;
પ્રથમ મંગળમાળ કુમારને, ઉર ધરાવિ રૂડા રૂપસારને. ૧
ઉપવીતાર્થ કર્યું સુમુહૂર્ત એ, વિજય દુંદુભિ ગર્જિત તર્ત એ;
નૃપતિ સાનુજ એક સિંહાસને, નિરખિ હર્ષિત સૌ સુખવાસને. ૨
ખપથી મોકલ્યું આણું ચરાડવે, કરી કુલોચિત રીત અનુંક્રમે
નવીન પારવની ગમતો ઘણી, શરૂ થઇ કહું તેહ સુહામણી. ૩

૧ કામદેવ. ૨ પૂર્ણીમાનો ચંદ્ર. ૩ નહાનો ભાઈ.

## રમત ગમતોની શરૂઆત. દાંડિયારસની રમત.

ગરબી.

ધન્ય દિવસ ધન્ય ભૂપ લગ્નના ભલેરા;
રમત ગમત ધામધૂમ જગતહિત કેરા.—ધન્ય દિવસ ધન્ય. ૧
ભરિ કચેરીં ભૂપ રૂપધામ નિરખિ જોતે;
નિત્ય સાંજના બિરાજતા સબંધુ પોતે.—ધન્ય દિવસ ધન્ય. ૨
પ્રથમ નૃપ પધારતા કોડામણા કૃપાળુ;
દેર્શો બેન્ડ વાગતું શુભ મધુર ધ્વનીવાળુ.—ધન્ય દિવસ ધન્ય. ૩
તે પછી દસોંદિ વિર્દવાળિ કાવ્ય કોડે;
હુલકબંધ બોલતા છટાર્થી હસ્ત જોડે.—ધન્ય દિવસ ધન્ય. ૪
ગાય તે પછી ગુણી ગંધર્વ ગર્વ ત્યાગી;
સુણિ મધુર સૂર સભ્ય સર્વ થાય રાગી.—ધન્ય દિવસ ધન્ય. ૫
નાયિકા નિપુણ નૃત્યગીત આદરે છે;
હાવ ભાવ ને કટાક્ષ લક્ષથી કરે છે.—ધન્ય દિવસ ધન્ય. ૬
ફેંકતી કટાક્ષ લક્ષ લાભ ધારણાથી;
પંચબાણનાં[1] શું બાણ ભૃકુટી[2] ધનુમાંથી.—ધન્ય દિવસ ધન્ય. ૭
પુરપતિ પ્રતાપ ને પ્રભાવ સૂચવનારો;
ધડિ ઘડી કરે નકી પુકાર છડીદારો.—ધન્ય દિવસ ધન્ય. ૮
એક તરફ પાય અમલ કેશરિયા ઘોળી;
અમલી જન રંગ દેઈ થોડું નાંખે ઢોળી.—ધન્ય દિવસ ધન્ય. ૯
મધુર લ્હેર લાવનારીં નેત્રમાંય લાલી;
એવી ત્યાં સુરા પિવાય ભરિ ભરી પિયાલી.—ધન્ય દિવસ ધન્ય. ૧૦
એમ ધામધૂમ લાગિ હર્ષ ઊભરાતો;
અલ્પ બુદ્ધિ મારિથી કથ્યો ક્યમે ન જાતો.—ધન્ય દિવસ ધન્ય. ૧૧

દોહરા.

વિશાળ ચોકવિષે વડી, સગવડ કરી સહોડ;
રાસરમણ સરખી રમત, કરવાને ધરીં કોડ. ૧
રૂડો દાંડિયારાસનો, ખૂબ મઝાનો ખેલ;
વરણું તેની શુભ વિગત, જે નજરેં જોએલ. ૨

---

૧ કામદેવનાં. ૨ આંખઉપરની ભ્રમર.

૫૬.

"નાથ કેસે ગજકો બંધ છુડાયો"—એ રાગ.

મધુરધુની ધીમીધીમી ત્રંબાળુ ગાજે. મળી મેદની જોવાને કાજે.— મધુરધુની.—ટેક.
સુરા કસુંબા લઇ શુભરીતે, જાડેજા જાદવવંશી;
ઉતર્યા રમત કરવાને રસીલા, પ્રેમ તે કહું શું પ્રશંસી.—મધુરધુની. ૧
રંગીન કર ધરી દાંડી ઉતરીયા, માનવી મરદ મૂછાળા;
રાસરમે જાણે કુંજભવનમાં, ગોપવાંસળિયોવાળા.—મધુરધુની. ૨
સજી શ્રૃંગાર કુમાર કરણજી, રૂપે મઢી કર દાંડી;
નંદને આંગણે કુંવર કનૈયે, જાણે રમત રૂડી માંડી.—મધુરધુની. ૩
ઉતર્યા કુમાર વિલોકી રમતમાં, અન્ય મોટા અધિકારી;
જાડેજાપણ સહુ હોંસ ધરી બહુ, ઉતર્યા રમતમાં વિહારી.—મધુરધુની. ૪
તાલમાં દાંડીઆ કેરા પરસ્પર, અચુક ઝીલે ઘા અતીશે;
સામટો શબ્દ મધુર સુણી લાગે, દિવ્ય દેખાવ એ દીસે.—મધુરધુની. ૫
થાય ધચુંબલો પળમાં છુટા વળી, કુંદડી કોઇ ફરે છે;
કોઇ મરોડ કમરનો બતાવે, કો ઉઠબેસ કરે છે.—મધુરધુની. ૬
વદન બદન શ્રમબિંદુ વિશેષે, રાજતાં અતિ પ્રતિરોમે;
હર્ષ અનેક ધરી તન હોંસે શું, રાસ રમે ઘણા જોમે.—મધુરધુની. ૭
ઉત્તમ કોચ ઉપર નૃપ બેસી, નિરખે સમંડળ નેહે;
લેડી મડમ ગુણધામ ગૃહસ્થો, દેખી ખુશી થતા દેહે.—મધુરધુની. ૮
ભીડ અપાર સુમારવિનાની, પોલીસ પારવિનાની;
ઠેલમઠેલા થતી અટકાવે, પ્રેમી રસિકડી પ્રજાની.—મધુરધુની. ૯
ખેલ પુરો થયે ખેળા મળી વળી, સારી લે હીંચ સંભાળી;
સ્રીના સજી શણગાર શરીરે, તાલમાં પાડતા તાળી.—મધુરધુની. ૧૦
તાલગતિમાંહે વર્તુલાકારે, તાનમાં કરિ તતથૈયાં;
સન્મુખ રહિ સુખધામ નૃપતિનાં, બહુ વિધ લેતા બલૈયાં.—મધુરધુની. ૧૧
તે પછી ભિલ્લણીઓ બણી ઠણિને, તાલગતિમાં રમે છે;
રાસડા લે સ્વર લંબાવી મધુરો, ગોપિયો શું એ ઘુમે છે.—મધુરધુની. ૧૨
રમત પુરી થયે નૃપતિ સિંહાસન, બંધુસહિત બિરાજે;
નાયિકા નૃત્ય કરે વળી નેહે, રૂમઝુમ નેપુર વાજે.—મધુરધુની. ૧૩

પાન ગુલાબ અતર પછી આપે, મહીપતિને મણિભાઇ;
રાજનીતિમાં કુશળતા રૂડેરી, જેમની જગમાં જણાઇ.—મધુરધુની. ૧૪
વેંચાય પાન ગુલાબ અતર પછી, રાજસભામાં સુરીતે;
ઘડિ ઘડિ થાય ક્ષમા ક્ષોણીપતિને[1], પોકારતા નકી પ્રીતે.—મધુરધુની. ૧૫
રોસની કેરી સલામ ઝીલી નૃપ, રંગમહેલમાં પધારે;
થાય તદા દરબાર વિસર્જન, અંગ ઉમંગ વધારે.—મધુરધુની. ૧૬
એમ ગમત એક પ્રહરસુધી નિત્ય, ભરિ દરબાર ભલેરો;
બેસે નિરખવા મહામતિ નૃપતિ, એ ઉછરંગ વડેરો.—મધુરધુની. ૧૭

## મહેમાનોની ભરતી અને ફુલેકાં.

દોહરા.

એમ સપ્રેમ હમેશ ત્યાં, અવનીપતિ ઉછરંગ;
ભરિ દરબાર કરે ભલા, લાયક લગ્ન પ્રસંગ. ૧
આવે નિત્ય નવા નવા, પરૂણા મન ધરિ પ્રીત;
થાય સરભરા તેમની, રાજવળાની રીત. ૨
તરતિબ બિજિ તૈયારિયો, થાય રાતદિન ઠીક;
ભર્યું ખિચોખિચ ભુજનગર, માનવિયોથી અધિક. ૩
મંગળ ગાતિ મધુરસ્વરે, ચારણિ નાર અનેક;
"ઘણું જીએરા" ગુણનિધિ, એ ટેકનોં કડિ એક. ૪
મધુર, સામટો, મનગમ્યો, સુણિ તે સ્વર સુખધામ;
પુર નરનારી પ્રેમથી, તન રોમાંચ તમામ. ૫
જ્યમ જ્યમ સુણિયે દૂરથી, સ્વર ત્યમ ત્યમ સોહાય;
પદલાલિત્યનું મૂલ મેં, અંકે નવ અંકાય. ૬
લઇ બાલક ચઢિ ગાડલે, બેસિ રેંકડે બેક;
આવી નૃપના લગનમાં, ઊજમભેર અનેક. ૭
વિવિધ પ્રજા ત્યાં કચ્છની, દેશિ વિદેશિ અનેક;
નર બહુ મળિયા નાટકી, છત બહુરૂપિની છેક. ૮
વિવિધ વર્ણના લોકથી, ભુજનગરી ભલિભાંત;
વિચિત્ર વળિ ચિત્રિત દિસે, સુરનગરી[2] સાક્ષાત. ૯

---

૧ પૃથ્વીપતિને. ૨ સ્વર્ગપુરી.

એમ વિવિધ ગમતો ઘણી, થાય અહરનિશ ઠીક;
ચઢે ફુલેકે ચતુરવર, રચના તે રમણિક. ૧૦

હરિગીત છંદ.

રમણિક તે રચનાતણું ઘણું સુઘડ વર્ણન સાંભળો,
કહું કોડ ધરિ કરજોડ કવિપદપંકજે તજિ આંબળો;
સંબંધ અથવા નિકટસગપણ કેરૂં નાતૂ જેહને,
દે તે ફુલેકૂં જેમ દુનિયાં પ્રગટ પ્રીછે સ્નેહને. ૧
વળિ ભૂપ સુખરૂપ સર્વથાપર પ્રેમ પૂર્ણ અપૂર્વ છે,
દે તે ફુલેકૂં જેહને અનુકૂળ સાધન સર્વ છે;
અતિ દ્રવ્યના વ્યયવાળું પણ અતિ કીર્તિ મહિમાવાળું એ,
સદભાગ્ગિઆપીં શકે ફુલેકું પ્રફુલ્લ મન રઢિયાળું એ. ૨
સમિસાંજથી સાજન સકળ સર્જિ વસ્ત્ર શોભિત અંગથી,
રૂડિપેર રચનાબંધ ક્રમમાં ગોઠવાય ઉમંગથી;
ક્રમવાર અધિકારી અધિક બનીં ઠીકઠાકથીં ઠાવકા,
જુગતે સજોડ જથે જથે મળિ શોભિતા સુખદાયકા. ૩
પ્રત્યેક સાજન આગળે શુભપાટપર દ્રય નાયિકા,
કરિ નૃત્ય અભિનયસહિત સ્વર મધુરે શ્રવણ સુખદાયિકા;
પ્રત્યેક સાજન આગળે વળિ વિવિધ વાજાં વાગતાં,
આનંદસાગર ઉલટયો જન એમ મન અનુરાગતાં. ૪
પોલીસ પારવિનાનિ જાળવવા સમાધાની ખરી,
ગણતાં ન પામું પાર સાજનના જથા જુગતે કરી;
બનીં એમ સહુ તૈયાર ઉભા ઉર વિનોદ વધારતા,
ફુલેકું દેનારાતણે ઘર આપ ભૂપ પધારતા. ૫
વજરાણુ કરીં નર તેહ મન પ્રફુલે વધાવે મોતિએ,
નરવર ચઢે પછિ અશ્વિનીપર રૂપગુણની જ્યોતિએ;
સોનેરિ ભરજરિનો વિમળ વાઘો ધર્યો ધરણીપતિ,
મયુરાકૃતિ[1] શિર મુકુટપર શિરપેચ શોભિત છે અતિ. ૬
ઉર મોતિ મણિ માણિકતણા શુભ હાર નવસર હીંચતા,
ગુણ ગંભીરાકૃતિ વદનરાજીવ[2] મદનમોહક દીસતા;

૧ મોરનો આકાર. ૨ મુખકમળ.

સાદાય પણ શોભિત સદા નૃપરૂપ સહજ સુહામણું,
વર બનિ વિરાજે તેહ ઉપમા ક્યાંથી મતિ કાઢી ભણું ? ૭
નક્ષત્ર અશ્વિની તુલ્ય અશ્વિની શોભતી શૃંગારથી,
તેપર ચઢ્યા જદુકુળતિલકવર પૂર્ણ ઉરના પ્યારથી;
ફુલવાડી મીનાકારિ મનહર મધ્ય મહીપતિ રાજતા,
અનુરાગબાગની મધ્ય ભાગ્યનિધિ શું રતિપતિ ભ્રાજતા. ૮
સજિ સમ નવ શણગાર છબિનિધિ સુંદરીયુથ શોભતું,
મધુરે સ્વરે ગીત માંગળિક સુણિ લક્ષવા મન લોભતું;
સુઘડાંગિ સહુમદમાતિ ચતુરા જાણું મદનની ચેલિયો,
ડગ ભરતિ ગજગતિએ જતિ શું જંગમસુવર્ણનિ વેલિયો ? ૯
ફુલવાડી મધ્ય વિરાજતી પુરપતિની પુઠલ તે સહુ,
ગીત ગાય સમય સમયતણાં તે કથન શું વરણી કહું;
વર ઘોડલે બણિઠણિ વિરાજિત બેનિ લૂણ ઉતારતી,
ઉપમા કહું તે સમયની આનંદ બહુ વિસ્તારતી. ૧૦
સુકુમારદેહ કુમારરૂપ કુમારશ્રી જે કરણજી,
લાલિત્યનિધિ લઘુબંધું સંગે લેઈ તે શુભ વરણજી;
શિવપુત્ર સિદ્ધી બુદ્ધિને વરવા જતા ઘોડે ચડી,
ઓખા ઉતારતિ લૂણ જાણે બેસિ પાછળ તે ઘડી. ૧૧
પાછળ સિયાકાની સ્ત્રિયો, અધિકારિઓની જાણિએ,
રથ વ્હેલ સિગરામે ચઢી ગીત ગાતી મધુરી વાણિયે;
નૃપ આગળે વાગે સુરાગે બેન્ડ સ્વર લઇ રાગના,
પરિતુલ્ય પાટઉપર વરાંગિનિ નાચતી વારાંગના. ૧૨
ભેરી નફેરી ઢોલ ત્રાસાં ભુંગળો ભલિ વાગતી,
ન સુણાય કાન પડયું ગલી કુંચિ નાદમય પુરિ લાગતી;
મંડળ સહિત પછિ મંત્રિ મણિભાઈ તણા મુખ આગળે,
વારાંગના નૃત કરતિ સાદર તેહ સાજન સાંભળે. ૧૩
ભાયાતમંડળ ભલિવિધે સાજનસમૂહ અનુક્રમે,
વરણી ન પામું પાર તે શોભા સકળ જનને ગમે;
ત્યાં હર્ષ હર્ષ પ્રહર્ષ સુરપર સુર રમત ગમતો ઘણી,
નિરખાય નાચ્યાનાચની રમઝટ રૂડી રળિયામણી. ૧૪

મદિરા ઢિંચે મનમાનતી લે પાક વળિ શુભપેરથી,
સુણિ મધુર ગાયન નાયિકા મુખ લટ્ટુ બનતા લ્હેરથી;
લોચન ચકોર વિલોકતાં તવ એક ટગ સહુ લોકનાં,
ભલિ નાયિકા મુખચંદ્રભણિ ગણિ એજ સ્થાન અશોકનાં. ૧૫

સુરતાન લઇ તાણે આધક તે અમિઝરણ અતિ જાણિને,
મુખ પોળું મુકિને રસ પિયે વધુ તે કહૂં શું વખાણિને;
મદિરા ખપે નહિ તેહ માનવિ પાક લઇ બહુ પ્રીતથી,
લાગ્યે ગળ્યો ખુબ ખાઇ લટ્ટુ બનીજતા ધણિરીતથી. ૧૬

તલ્લીન મન આનંદમાં સહુ લોકનાં દિઠ તે સમે,
વળિ હર્ષની હદ પામિ અનહદ મોજ જે મનમાં ગમે;
ધીરે ધીરે વિચરે ફુલેકૂં સુઘડપંથે શેરિયે,
નરનારીઓ નિરખે નેહ ભરી ચઢિ બારિ ગોખ અટારિયે. ૧૭

લે વારણાં તનમનવડે ધનથી વધાવે ભૂપને,
મોહાય ગુણથી કોઇ પદવી કોઇ નિરખી રૂપને;
શુદપક્ષ કે વદપક્ષ દિન કે રાત્રિ વરતાયે નહીં,
દીપની અધિકતા દેખિ અતિશે કેમ શકું હું તે કહી. ૧૮

અવિલોકિ આતસબાજિ રચનાવાળિ બહુ વિધ છૂટતી,
બપોરિયાની દીપ્તિ તે સૌભાગ્ય નિશિનું લૂટતી;
સણ સણણ કરતી છૂટતી અગ્ન્યસ્ત્ર તુલ્ય હવાઇઓ,
તારા ખરે તેમાંથી નાનાવિધનાં એવાં નવાઇયો. ૧૯

પરધારિ સઘળું પુણ્ય જાણે દેહ ધરવા દેવતા,
ગણિ ભૂજ ઉત્તમ ભૂમિ પડતા નભથી તજિ અહમેવતા;
ભુંભૂ ભભક બહુ મારતા જાણે જમિનથી ઓચિંતાં,
ઊગ્યાં અનુપ કંચનતરૂ પત્રો સહિત અતિ શોભિતાં. ૨૦

વરસે શું કંચનમેહ એમ દિસે ભભક કો ભંભુની,
લચિ પડતિ ઉબિના ભારથી શું વેલિ વિમળા કંકુની;
વરણી ન પામું પાર રચના સકળ સુખ સંદોહની*,
માટે ટુંકાવું મનવરી આ વાત મુનિમન મોહની. ૨૧

* સુખના જથાની.

થતો પરસ્પર સમૂહનો, અતિ કોલાહલ એમ;
સમુદ્ર સરિતા સંગમે, જળ ઘુઘવાટો જેમ. ૧૨
આવ્યું વાજતે ગાજતે, આણું તે પુરમાંય;
પ્રજા હર્ષની પ્રૌઢતા, જુગતે વરણિ ન જાય. ૧૩
પરમ પવિત્ર ચરિત્ર શુભ, કરિ તથાપિ કુળરીત;
વિશુદ્ધતન ભુજપતિ થયા, શુભ લઘુ બંધુ સહિત. ૧૪
બટુક થઇ દીપે બહુ, ધરિ નિજ સ્કંધે દંડ;
શું સાનુજ શોભે ધરી, કામદેવ કોદંડ[1]. ૧૫
કુળાચારથી કાકિયો, પ્રેમ અપૂર્વ સભાવ;
ભિક્ષા પિરસે છે ભલી, દિવ્ય દિસે દેખાવ. ૧૬
ધન્ય ભાગ્ય જેના કરની,[2] ભિક્ષા લે ભુજનાથ;
હાસ્યવિનોદની હદવળી, ઘણી કહું શું ગુણગાથ? ૧૭
શિખવે નિજવૃત્તિ સરખું, બ્રાહ્મણ મહીપતિનેય;
એ વિચાર આવ્યો હશે, ઉરમાં ભુજપતિનેય. ૧૮
પવિત્ર કરિ ગાયત્રિના, મંત્રોક્તે સુખરૂપ;
આરોપી ભુજનાથ ઉરં, ઉપવીતં પુનિત અનૂપ. ૧૯
વેદધ્વનિ વિપ્રો કરે, માનનિ મંગળ ગાય;
દશદિશિ દુંદુભિ નાદથી, પરિપૂરિત જણાય. ૨૦
ધરિ ઉપવીત સાનુજ ઉઠયા, ભુજપતિ તવ શુભવેશ;
સ્કંધે દંડ ધરી સમા, બટુક રૂપ બહુ બેશ. ૨૧
અસલ ચાલની નકલ તે, કરાવતા મળિ બ્રહ્મ;
દેખત બડવો દોડવા, મહીપતિ સમજે મર્મ. ૨૨
પૃથ્વીપતિ પૂર્વાભિમુખ, બડવો દોડે બેય;
વદનકમળ સ્મિતહાસ્યયુત, સલજ્જ શોભા તેય. ૨૩
રાણા જાલમસિંહજી, ઉભા આંતરી પંથ;
મળિ મેદની જોવા મહા, દિન મંગળ દીસંત. ૨૪
" બહુવિધ ભણિયા બેય તમ, ભુરિ[3] કૃપા ભુજનાથ;"
" વિદેશ વિદ્યામાટ અવ, શું જાવું તજી સાથ. " ૨૫

---

૧ ધનુષ. ૨ હાથની. ૩ બહુ.

એવી કલ્પના એમણે, આણિ હશે ઉરમાંય;
મનાવતાં મહીપાળને, કષ્ટ પડયું નહિ કાંય. ૨૬
મનાભણામાં તોયપણ, નિજ તનયા[1] ધરિ નેહ;
કોડે કન્યાદાનમાં, અરપી નમિયા એહ. ૨૭
નિત નિત એમ નવા નવા, અધિક થાય ઉછરંગ;
સમીપ લગ્નદિન આવતાં, ભુજમાં ભીડ અભંગ. ૨૮
અલગ કરતિ અલકાપ્રભા, કુંઠિત વૈકુંઠકેરિ;
સુરપુરિને શરમાવતી, રચના જેની રૂડેરિ. ૨૯
સ્પર્દ્ધા કરતી સહસ્રધા, ભોગાવતિની સાથ;
કૈલાસની શોભાતણે, હૈયે મારતી હાથ. ૩૦
બનિ રચના રમણિક વડે, ભુજનગરી એ ભાંત;
મુનિમન પણુ મોહાય જે, રસ શાન્તથી પ્રશાન્ત. ૩૧
લગભગ જ્યમ જ્યમ લગ્નદિન, ત્યમ પુરિ અધિક સુહાય;
જ્યમ જોબન આગમન દિન, નવીન નવોઢા[2] કાય. ૩૨
નવિ નવિ રચના નગરિમાં, ઉમેરાતિ અનુદિન;
નવીન શીખિ અભિનય દિપે, પદ્મિનિ જેમ પ્રવીણ. ૩૩
જમે નગર નરનારીજન, નિત્ય નવીન મિષ્ટાન્ન;
એક લક્ષ આદમી અહો, મહીપતિના મ્હેમાન. ૩૪
આવ્યા તે અવસર ત્યહાં, માગણ લેવા તાગ;
તાગ ન પામું તપાસતાં, લાયક મળિયો લાગ. ૩૫
એમ કરંતો આવિયો, લગ્નદિવસ અતિ ધન્ય;
આવી વધાઈ એ સમે, આવ્યું આણું અન્ય. ૩૬

**સાયલાવાળું આણું આવ્યું તે હકીકત, મહારાણીશ્રી ૭ મોટીબાઈ વિષે.**

વસંતતિલકા છંદ.

સૌભાગ્ય લક્ષ્મી ભલિ શું ભુજરાજ્ય કેરી, ઝાલાકુળે પ્રગટિ દેહ ધરી રૂડેરી;
પ્રૌઢા મતીથિ ભુજનાથની પાટરાણી, આવે થવા અતિ ઉમંગ સહિત શાણી. ૧
શ્રીસાયલા નગરિ તાતનું ગામ ત્યાગી, આવ્યાં જદૂકુળપતિ પ્રતિ ભવ્ય ભાગી;
સદ્ધર્મપત્ની ભુજનાથની જક્ત જાણી, મુખ્યાંગ રાજ્યનું સહુ વિધિયોગ્ય રાણી. ૨

---

૧ દીકરી. ૨ તરતની પરણેલી સ્ત્રી.

શું બ્રહ્મચર્ય નૃપનું પરિણામ પામી, આ સિદ્ધિરૂપ ફળ મેળવિ આપ્યું નામી;
ઉપાસના કરિ સરસ્વતીની અતીશે, શું તેથી બુદ્ધિ ધરિ રૂપ પધારિ દીસે. ૩
કલ્યાણિકા જનસમસ્તની ભાગ્યભૂમી, આશા અનેક રહિ જેપર સૌ ઝઝૂમી;
તે મોટીબા ગુણનિધાનતણી પ્રભા શું, ખેંગારજી નૃપનિ દિવ્ય મનોરમા શું ? ૪
છે તાત નેક બખતાવર વખ્તસિંહ, જામાત્ર પામિ ભુજનાથ પુરૂષ સિંહ;
દૈ દાયજો અધિક વ્હાલ ઘણે વળાવ્યાં, તે ભુજમાં લગનને દિન આપ આવ્યાં. ૫
આનંદની બહુ લતા ભુજમાં ભલેરી, દીઠી ધુમાધુમ ઘણી નરનારીકેરી;
જાણે પ્રહર્ષ ધરિ દેહ ઘણા ધુમેછે, ભૂમી શું પાય પડછંદથી ધમધમેછે. ૬
હર્ષાબ્ધિમાં બુડિ શું હાથ પગો હલાવે, ને આવવા ઊપર યત્ન કરે સ્વભાવે;
દેતા પરસ્પર વધામણિ મુખ હસ્તે, આણું પધાર્યું કહિ રાજિ થતા સમસ્તે. ૭
તૈયારી સ્વારિની સવારથી માંડિ થાવા, લાગ્યા ગુણીજન મનોહર ગીત ગાવા;
આનંદ ઓચ્છવ અલૌકિક મેં વિલોક્યો, દીપે બણી ઠણિ પ્રહર્ષિત સર્વ લોકો. ૮

### મહારાણીશ્રી ૭ મોટીબાના સામૈયાનું તથા સ્વારીનું વર્ણન.

દોહરા.

રૂડા રાજગઢથી કરી, બહું વિધ બની બજાર;
ભિડના દરવાજા સુધી, શોભા અપરંપાર. ૧

ઉભય બાજુનાં હાટ તે, શણગાર્યાં ધરિ સ્નેહ;
દશમૌલિની[1] હરિ આણિ ધરિ, શું હાટકપુરી[2] એહ. ૨

પ્રતિભુવન કેરી પ્રભા, રચના બહુ રમણિક;
પ્રજાપ્રીતિ નૃપઉપરની, ઠરી શું તન ધરિ ઠીક. ૩

સીંચિ સુધાસમ જળ સરસ, વચ્ચે ફુલડાં વેરિ;
બજાર શણગારી બહુ, કહું વિધિ શું તે કેરિ. ૪

ભુજપુરિ સર સુખપુંજ વિચ, અંબુજ-વિપિન[3] બજાર;
ખિલ્યાં હાટ હાટકકમળ, જનમધુકર[4] ગુંજાર. ૫

શણગાર્યા હાથી સરસ, સુવર્ણ હુદે સાર;
ઐરાવત[5] સમ ઓપિયા, ભૂષણ કેરે ભાર. ૬

ગાજતિ ગજઘંટા ઘણી, કંચન ઘુઘરા કોટ;
સપંખ શૈલસમૂહ શું, મળિયો છે અહિં મોટ. ૭

---

૧ રાવણની. ૨ સોનાની નગરી. ૩ કમળનું વન. ૪ ભ્રમર. ૫ ઇંદ્રનો હાથી.

વિજય વાવટો એકપર, પ્રતાપ સૂચક પ્રૌઢ;
અખિલ વિજયો શું અનંગનો, ધ્વજ ગજપર આરૂઢ. ૮
અનેક કોતલ અશ્વપર, રત્ન જડિત્ર પલાણ;
સુવર્ણ સાંકળ ઉરવિષે, કરમ જુઓ કેકાણ. ૯
સુખદાયક સુખપાલ અતિ, તાવદાન તરતીબ;
મિનાકારિ બહુ મૂલનાં, સહુ વિધિ શોભાસીમ. ૧૦
અનેક હય રથ ઓપતા, રથ સિગરામ અનેક;
અન્ય વાહનો વિવિધ છે, છક થઈએ ગણિ છેક. ૧૧
અસંખ્ય પેદળ સ્વાર અતિ, ખુલાં ખડગ ધરિ સ્કંધ;
પલટણ બહુ પોલીસની, બની કવાયત બંધ. ૧૨
જથે જથે બેરખ જુઓ, આરબતણી અનેક;
મુરફા ડિમિડિમિં વાજતા, ત્રાસાંની બહુ ટેક. ૧૩
કર ભાલા ધરિ ઢાલ શુભ, શોભે કટિ સમશેર;
મુલકિ સ્વાર બહુ મલપતા, બની ઉભા શુભપેર. ૧૪
ઊંટોપર ધરિ એ સમે, જંજાળો તણિ જોડ;
તોપખાનું પણ સ્વારિમાં, સંચર્યું સાથ સકોડ. ૧૫
અતીતની પલટણ અતિ, છડિ ડંકો નીશાન;
ભગવાં વસ્ત્રે ભાસતી, શિવના સૈન્ય સમાન. ૧૬
બન્યા નવલ જોબન બહુ, શોભિત ધરિ શણગાર;
રાજકુટુંબી વર્ગના, કિશોર ઉમર કુમાર. ૧૭
જાતવંત અશ્વો ઉપર, આપ બની અસવાર;
મિસલબંધ ઉભા ત્યહાં, ઉર ધરિ હર્ષ અપાર. ૧૮
મુત્સદિવર્ગે મિસલસર, ઠાઠ કરી તન ઠીક;
ઉભા શોભતા સહુવિધે, ઉર આનંદ અધિક. ૧૯
એમ બણી ઠણિને ઉભી, સ્વારિ દમામ સહિત;
સજે ભૂપ શણગાર અવ, પૂરણ ધરિ મન પ્રીત. ૨૦

### ભૂપશૃંગાર વર્ણન.

દોહરા.

પામી નૃપપદ કમળનું, મનહર સ્થાન પવિત્ર;
હાસ્ય કરે પદ્માનું શું, તોડા હિરે જડિત્ર. ૨૧

ભિન્ન ભિન્ન સદ્દગુણ ભલા, ભુજપતિના ભુજમાંય;
બાજુ પોંચિ વીંટી રૂપે, પામ્યા બંધન પ્રાય. ૨૨
વદનસૂર્યનાં કિરણ શું, ત્રિવિધ રંગ તે વાર;
ભવ્ય ઉરસ્થળમાં દિપે, હિરા મોતિ મણિ હાર. ૨૩
અથવા ભૂપ વદનપ્રભા, ગુણ રૂપથી ગંભીર;
નિરખે શું રહિને નીચે, ગુણાવલી ધરિ ધીર. ૨૪
નીલમણિ મોતિ સુવર્ણયુત, તંગન અતિ તરતીબ;
શ્રવણવિષે શોભે ધરી, મનહર રૂપ મહીપ. ૨૫
સુણવામાં આવે નહીં, નિંદક ખલની વાત;
ચોકિ મુકિ શું ચહિને નૃપે, તંગનની ભલિભાત. ૨૬
તંગન શ્રવણાંગણતણા, ચતૂર ચોકીદાર;
પિશુન[1] વાત ન પામતી, પ્રવેશ કરવા દ્વાર. ૨૭
ભુજપતિના ગુણરૂપ ઉપર, અતિ હર્ષિત બનિ આપ;
શિર હીંચે શિરપેચ શું, શોભા-સદન[2] અમાપ. ૨૮
અનેક ભૂષણ મધ્ય અતિ, નૃપ બિરખાએ એમ;
નક્ષત્રો મધ્યે મહા, સુંભગ સુધાંકર જેમ. ૨૯
દીપ્તિ દુકુલવસ્ત્રોની અતિ, નિરખિ નગર નરનાર;
નિજ લોચનની સફળતા, પ્રીછે પ્રેમ અપાર. ૩૦
ઉભય બંધુ બનિ એમ બહુ, સમ રતિપતિ ઋતુરાજ;
વિજય દુંદુભી વાગતાં, નિકળ્યા સહિત સમાજ. ૩૧
વાદળ કરિ જ્યમ વેગળાં, નિકળે ગ્રહપતિ આપ;
દશે પ્રકાશિત કરિ દિશા, પુર દાખવે પ્રતાપ. ૩૨
સુવર્ણે હોદ્દામાં સુભગ, આપ થયા આરૂઢ;
ચઢ્યા ધરી કરમાં ચમર, મણિભાઈ અતિ પ્રૌઢ. ૩૩
સહિત બૃહસ્પતિ શચિપતિ, ઐરાવત પર જેમ;
સહિત મંત્રી ત્યમ શોભતા, ગજપર ભૂપ સપ્રેમ. ૩૪
ઉભય બાજુએ મંત્રીની, કોથળિ નાણાં કેરિ;
સોના રૂપાની વળી, પુષ્પની છાબ રૂડેરિ. ૩૫

૧ ચાડિયો. ૨ શોભાનું ઘર.

ચઢયા અશ્વપર ચાહિને, કરણસિંહ કુળભાણ;
મેઘાડંબર છત્રશિર, સુંદર શોભાખાણ. ૩૬
જમણિ બાજુ મુખ્ય આગળે, સહિત સમાજ સુજાણ;
વિચરે ધિરે પ્રસન્ન મુખ, કરણસિંહ કુળભાણ. ૩૭
ડાબી બાજુએ છત્ર શિર, કાકા કુળ વિશ્રામ;
હોંસે વિચરે હમિરજી, ઘોડે ચઢિ ગુણધામ. ૩૮

છંદ પધરી.

વાગે મૃદંગ ધિમિધિમિ ધ્વનીથીં, પરિપુરિત નાદ ગલિ કુંચિવીથીં;
સુરપુર સમાન બન્યું પુરભુજંગ, અથવા અનંગપુર નવીન રંગ. ૧
ઘરઘરથીં ચાલિ સુંદરિ સુવેશ, નિરખવા ધામરૂપ ગુણ નરેશ;
ચઢિ ગોખ બારિ ઝરૂખે અટારિ, નિરખે સવારિ ભક્તિધ્યારિધારિ. ૨
થઇ શેળભેળ નર નારીં સંગ, ભુલિ અન્ય શુદ્ધિ તન તે પ્રસંગ;
મન સહુનું ભૂપમય સુખનિધાન, અવિવેક તેથીં નિરખો કશા ન. ૩

સામૈયાની સ્વારી જોવા સ્ત્રીઓની ચંચળતા. પરસ્પર સંવાદ.

દોહરો.

કરે પરસ્પર તે સમે, સુંદરિયો સંવાદ;
સુણો તેહ સજ્જન તમે, કરૂં વર્ણન કરિ યાદ.

રાગ ગરબી. "કારતક માસે કાનજી સાહેલી રે." એ ઢાળ.

એક કહે અલિ ચાલ, તજિ ગંભીરતારે; ઉતાવળિ ચરણ ઉપાડ, ધરિ ચંચળતારે. ૧
જશે વહી જોવાનું, પછિ પસ્તાશેરે; તુજ ઝાંઝર ઉચાં ચઢાવ, ચટ ચલાશેરે.
નથડો નડતો હોય, લે કર ઝાલીરે; હતીં પાછળ તે સખિ જો તું, આગળ ચાલીરે.
બિજી કહે ઓ બેન, પ્રીતથીં શું પેખેરે; છુટિ અલકની લટ સંભાળ, દુરિજન દેખેરે.
ત્રૂટયો નવસર હાર, સર વિખરાણીરે; કંકણની ખીલિ બહાર, નિકળિ ન જાણીરે.
ત્રિજી કહે તજિ લાજ, ઓ વહુવારૂરે; છુટિ ચાલે ચાલો આજ, તે નહિ સારૂં રે.
પાલવ ખસિ ખસિ જાય, પલવટ વાળો રે; કુળવૃદ્ધ જુએ છે કાય, તે સંભાળોરે.
અહિંયાં પણ નણદી શું, મ્હેણે મારોરે; સંભાળિ જુઓને આપ, વેશ તમારોરે.
કંચુકિ અવળી ફેરિ, છે કસ તૂટીરે; તન અવળો સાળૂ પ્હેરિ, લટ મુકિ છૂટીરે.
ચોથીં કહે રહિ દૂર, ઘુંઘટ તાણીરે; નથીં ડાબે પગ નેપૂર, ખોયું જાણીરે.
એમ કુલાહલ થાય, તેહ પ્રસંગેરે; નરનારીં નિરખવા ધાય, અધિક ઉમંગેરે. ૧૧

## વિચરતી સ્વારીનું વર્ણન.

ગરબી.

" સુણો શ્યામળા હું તમ માટે ઘેલી થઈ જો. " એ ઢાળ.

સુણો સ્વારિની વિશેષ વાત સજ્જનો જો;
મળ્યો જનસમૂહ નિરખવા ત્યહાં ઘણો જો. સુણો સ્વારિની. ૧
સ્વારિ સંચરે ધિમે ધિમે સોહામણી જો;
લાગિ ધામધૂમ હર્ષભેર તે તણી જો. સુણો સ્વારિની. ૨
મિસલબંધ સર્વ બણિ ઠણી વિરાજતા જો;
અશ્વ હસ્તિ સાજ સહિત ભલા ભ્રાજતા જો. સુણો સ્વારિની. ૩
ભૂપ કામરૂપ દીસતા કોડામણા જો;
ભાવ સહિત નારી સર્વ લેતિ ભામણાં જો. સુણો સ્વારિની. ૪
કરે ચમર મંત્રી ભૂપશીર ભાવથી જો;
શક્ર[1] તુલ્ય શોભિતા દિસે પ્રભાવથી જો. સુણો સ્વારિની. ૫.
મણિભાઈ મૂઠ ભરિ ભરી મહોરની જો;
ભૂપ શિર ઉતારિ વેરતા જનો ભણી જો. સુણો સ્વારિની. ૬
સબળ તે ગ્રહે સહૂને ઠેલિ પાડિને જો;
ગર્દિ થાય તેનો કહું શું વાત માંડિને જો. સુણો સ્વારિની. ૭
શંખનાદ ભેરિ ને સરોદ બેન્ડના જો;
થાય મધુર સ્વર સુખદ નારી-વૃંદના[2] જો. સુણો સ્વારિની. ૮
વીર હાસ્ય ને શૃંગાર ભાવ સહિતથી જો;
થાય પ્રગટ નિરખનારને મન પ્રીતથી જો. સુણો સ્વારિની. ૯
ભૂપ-ગમન-પંથ કેરિ બાજુ બે વિષે જો;
ભીડ પુરૂષ નારીઓનો અખંડિત દિસે જો. સુણો સ્વારિની. ૧૦
આડિ શેરિયો અનેક જનથકી ભરી જો;
પ્રબળ તેય ત્યાં થકી ન શકે નીસરી જો. સુણો સ્વારિની. ૧૧
જેમ જેમ ભૂપચંદ્ર વધી સંચરે જો;
દેખિ જન-સમુદ્ર ખળભળે ધ્વની કરે જો. સુણો સ્વારિની. ૧૨
થાય સ્થાનથી ઊંચાનીચા નિહાળવા જો;
તે તરંગના ક્રમ તુલ્ય દિસે છે થવા જો. સુણો સ્વારિની. ૧૩

---

૧ ઇંદ્ર. ૨ આટોળાના.

હાસ્ય વદન દંતપંક્તિ દિસે જનતણી જો;
શું તરંગ ફિણભર્યાનો એ પ્રભા ઘણી જો. સુણો સ્વારિની. ૧૪
પ્રવેશાવિ ભૂપરૂપ નેત્રદ્વારથી જો;
હૃદયગૃહમાં પધરાવો પૂર્ણ પ્યારથી જો. સુણો સ્વારિની. ૧૫
હર્ષમાં નિમગ્ન[1] લોક સર્વ એ રીતે જો;
ધન્ય માનતાં સ્વજન્મને ઘણી પ્રીતે જો. સુણો સ્વારિની. ૧૬
પીયૂષ[2] દૃષ્ટિ કેરિ વૃષ્ટિથી સહુ લોકને જો;
ભૂપ અભિનિધિ પમાડતા અશોકને જો. સુણો સ્વારિની. ૧૭
ભૂપવદનચંદ્ર એક ટગ વિલોકતાં જો;
પુરૂષનારીનાં લોચન ચકોર હર્ષતાં જો. સુણો સ્વારિની. ૧૮
અભિષિક્ત પ્રેમપુષ્પથી પ્રજાતણા જો;
ભૂપરૂપધામ વિચરતા સુહામણા જો. સુણો સ્વારિની. ૧૯

રાજા રાણિનો મિલાપ; રાણિને લઇ સ્વારી સહિત રાજાનો પુરમાં પ્રવેશ.

દોહરા.

એમ સ્વારિ વિચરે સુભગ, અધિક થાય આનંદ;
પેખે પૂરણ પ્રેમથી, જથ્થે જથ્થે જનવૃંદ. ૧
ભિડ ભંજન રક્ષક તણા, ભિડના નાકા બ્હાર;
પ્હોંચ્યે નૃપ પ્રેમે થયા, બહુ તોપના બહાર. ૨
સુર સમુદ્રમંથન કરી, લક્ષ્મી કાઢી લલિત;
વિષ્ણુકાજ વિમલાંગિ તે, લેવા પ્રીત સહિત. ૩
ધસ્યા જોસભર ધૈર્યથી, સુરસમાજ બળધામ;
હરિ પદ્મા[3] હરિકરવિષે, સોંપી સુખવિશ્રામ. ૪
જાડેજા ત્યમ જોરથી, ધસ્યા સર્વ ધરિ ધીર;
રથ નિરખી મહારાણિનો, શૂર ચઢાવ્યો શરીર. ૫
પવનવેગિ મનવેગિ અતિ, અશ્વે ચઢી સુજાણ;
એડિ મારિ સહુ ઉપડ્યા, સાગર ભરતિ સમાન. ૬
પ્રથમ પ્હોંચિયા તેમને, લાયક મળિ છે લ્હાણ;
એમ અધિક કૌતુક અહો, સામૈયે સુખખાણ. ૭

---

૧ ડૂબેલા. ૨ અમૃત. ૩ લક્ષ્મી.

ભૂપ ભાગ્યવતિ રાણિનો, સહિત સમાજ મિલાપ;
સાગર નદી સમાગમે, જ્યમ જળક્ષોભ અમાપ. ૮
સઘન મેઘ વિદ્યુત તણા, વિશ્વસુખદ ભલિભાત;
ગગનોપરી સમાગમે, ઘણા થાય ગગડાટ. ૯
ત્યમ નૃપરાણિ મિલાપ તક, બહુ તોપના બહાર;
વળિ અનેક વાદિત્રના, નાદ વિવિધ નિરધાર. ૧૦
હોદ્દેથી નૃપ ઊતરી, રાણીના રથમાંય;
આગળ બેઠા આપ, હતું અંતરપટ વચમાંય. ૧૧
શુભ મનોર્થિ નૃપરથવિષે, સહિત પ્રિયા સુખધામ;
દીપે મનોરથરૂપી રથે, સહિત રતિ જ્યમ કામ. ૧૨
સહિત રાણિ શોભે વળી, વિમળ મહીપ વિશેષ;
શોભે શાંન્તિ સહિત જ્યમ, મહાજ્ઞાન શુભવેશ. ૧૩
મિસલબંધ સ્વારી વળી, વળિ પાછી પુરમાંય;
પ્રેમાતુર સઘળી પ્રજા, સ્વારિ નિરખવા ધાય. ૧૪
સ્વસ્તિવાચક શબ્દ લખ્યો, અનેક મંડપદ્વાર;
મહીપગમનના માર્ગમાં, બનાવિયા બલિહાર. ૧૫
પ્રવેશ્યા તેમાં પુરપતિ, આવે રથ ચઢિ આપ;
હદ વળિ રૈયત હર્ષની, ઉર આનંદ અમાપ. ૧૬
આ કૌતુક જેણે નિરખ્યું, તે સુભાગિ સંસાર;
તેજ નેત્રની સફળતા, તેજ સફળ અવતાર. ૧૭
એમ પરસ્પર નારીનર, ઉચરે વાક્ય અનેક;
કઇક વધાવે મોતિયે, નિજ નૃપને સવિવેક. ૧૮
રચી દીપમાળા રૂડી, પુરમાં પ્રીતિ સહિત;
રચના તે રળિયામણી, ગણી કહું શું ગુણ ગીત. ૧૯

**પુરપ્રવેશ સમયની દીપમાળાનું વર્ણન. રાજારાણીનો હસ્તમિલાપ.**

"જોગીંદ્રપણું શિવજી તમારૂં મેં જાણ્યું" એ રાગ.

શું કહું શોભા મુનિમનક્ષોભા; ચતુર પુરૂષ નારીનાં ચિત્તલોભા. શું કહું૦ ૧
રચી દીપમાળા તેજ વિશાળા; ભૂપગમનપંથ બનિ ચિત્રશાળા. શું કહું૦ ૨
જદુપતિ લગ્ન મહોત્સવ માની; કૌશિક[1] મુનિએ શું ઉર પ્રીત આણી. શું કહું૦ ૩

---

૧ વિશ્વામિત્ર.

રચનાબંધ પ્રભામાં રૂડેરૂં; શું ગ્રહમંડળ રચિયું અનેરૂં. શું કહું૦ ૪
લાલ પિરોજા દિપક જે લીલા છે; શું શનિ ભોમની તેજ લીલા છે. શું કહું૦ ૫
હાંડિ ઝુમરમાં રોશની પ્રતિ હાટે; શું ચિત્રાદિ નક્ષત્રોના ઘાટે. શું કહું૦ ૬
સાત દીપકનાં ઝુમર ઝગમગતાં; શું સપ્તઋષિગણના તારા તગતા. શું કહું૦ ૭
વાળી કમાન દીપક પ્રગટયા છે; સિંહાદિ રાશીઓની શું છટા છે. શું કહું૦ ૮
નૃપમુખચંદ્ર તે મધ્યે વિરાજે; જાણે શશી રોહિણી સંગ રાજે. શું કહું૦ ૯
ધીરે ધીરે ધરણીપતિ વિચરે; મંગળગીત માનુની મુખ ઉચરે. શું કહું૦ ૧૦
લે દુખડાં દૂર રહિ પુરનારી; જુગ જુગ જોડી જીવો બલિહારી. શું કહું૦ ૧૧
"ભોળવિયા ભડ ભૂપ અમારા; નિજવશ કિધ કહી નેણના તારા." શું કહું૦ ૧૨
"મોહિત કીધ શું મોહનિ મંત્રે; કે વશિકરણના તરતીબ તંત્રે." શું કહું૦ ૧૩
"કે ગુણ સ્નેહના પાશ પરમથી; યદુકુળ ભૂપ ભુલાવ્યા ભરમથી." શું કહું૦ ૧૪
"સૌભાગ્યદેવી અહો ઝાલી રાણી; ધન્ય તમે પતિપ્રિય પટરાણી." શું કહું૦ ૧૫
એમ મધુર ગીત ગોરીઓ ગાતી; હાસ્ય વિનોદની હદ વળી જાતી. શું કહું૦ ૧૬
એમ પ્રિયાને સાદર તેડી લાવી; માનિતિને માહેરે પધરાવી. શું કહું૦ ૧૭
ભૂપ ચતુરવર ચોરીએ ચઢિયા; ઢોલ દદામા ત્રંબાળુ ગડગડિયાં. શું કહું૦ ૧૮
વિપ્ર ભણે મુખ વેદ વિધિથી; હર્ષિત થઇ નૃપ સુગુણ નિધિથી. શું કહું૦ ૧૯
મધુર સ્વરે મંગળાષ્ટક બોલે; મંગળ ગીત સુણી મુનિમન ડોલે. શું કહું૦ ૨૦
વરવધૂ મંગળ ફેરા ફરે છે. કામ રતિ શું અગ્નિની ઓલગ કરે છે. શું કહું૦ ૨૧
પ્રથમ પધારવાની નિજ પાટે; વરવધૂ સ્પર્દ્ધા કરે ભલી ભાતે. શું કહું૦ ૨૨
સમય થયે તન આળસ છાંડી; કંસાર પીરસે કન્યાની માડી. શું કહું૦ ૨૩
કોડે કંસાર જમે રાયરાણી; છૂટે ખવાસણોને મુખે પાણી. શું કહું૦ ૨૪
શું કહું વિગત તે વરણી વરણી; જુગતે ઊઠયા જાદવવર પરણી. શું કહું૦ ૨૫

દોહરા.

જાદવવર જુગતે કરી, પરણિ ઉઠયા ધરિ પ્યાર;
ગયા વાજતે ગાજતે, રાણાને દરબાર. ૧
કુળ અજવાલણિ કન્યકા, ગંગાબા ગુણરૂપ;
વિધિવત હસ્તમિલાપ કરિ, પરણ્યા તે ભુજભૂપ. ૨
સિદ્ધિ બુદ્ધિ લઇ સ્નેહથી, વિઘ્ન વિનાયક દેવ;
જ્યમ નિજ મંદિરમાં જતાં, શોભે સહુ સુરસેવ્ય. ૩
રથે ચઢાવી ત્યમ રૂડે, રાણિ બેય રૂપ ધામ;
પ્રવેશતાં નિજ ભુવન નૃપ, શોભે સુખ વિશ્રામ. ૪

ઘર ઘરની સહુ ગોરિયો, મનહર મંગળ ગીત;
આખી રાત ઉમંગથી, ગાતી પ્રીતિ સહિત. ૫
મહાવદી અષ્ટમિતણી, નાદિત રાત્રિ અખંડ;
શું સંગીતશાળા[1] પુરી, શોભે અતિ સુખકંદ. ૬
પુરિ નાદિત આઠે પ્રહર, જેમ પ્રવાહિની[2] જોય;
જોઇ વિવાહિત જદુપતિ, સુખ વિશેષ સહુ કોય. ૭
નગર બાધું ભોજન કરે, મોજ કરે મ્હેમાન;
પડાવેલ છે પ્રથમથી, પાંચે વિધિ પક્વાન. ૮
જમી જાય ભરિ જાય વળિ, ન કરે કોઇ નકાર;
તો પણ વળિ બહુ તાણ કરી, આપે બની ઉદાર. ૯
ફરે દોડિ પ્રત્યેક થળ, "કોય ક્ષુધાતુર જાત;"
તેડે સાદર તેહને, ભોજન દે ભક્તિભાત. ૧૦
ત્રણ દિન એમ તમામને, આદર સહિત અનેક;
કરાવ્યું ભોજન ચતુર્વિધ,[3] શુભ વિધિએ સવિવેક. ૧૧

### પ્રદર્શન ખુલ્લું મૂકવાની ક્રિયા.

દોહરા.

દિન બીજે પ્રાતઃ સમે, શોભિત સંગ્રહસ્થાન;
ખુલ્લું મુકવા ખપથકી, પેરવિ કરી પ્રધાન. ૧૨
તે કારણ તંબૂ વિષે, ભરી સભા ધરિ પ્યાર;
ગૃહસ્થ મળિયા ત્યાં ઘણા, દેશિ પ્રદેશિ અપાર. ૧૩
કુશાગ્ર બુદ્ધી કરણજી, લેડી મડમ લલિત;
પ્રતાપીનર પોલીટિકલ, આદિ ગૃહસ્થ અમિત. ૧૪
પ્રથમ સભામાં પ્રેમથી, મંત્રી પ્રવીણ મણિભાઇ;
કર્યું ભાષણ બહુ કોડથી, તે વર્ણવું ચિત ચાહિ. ૧૫

### રા. રા. મણિભાઇ દિવાન બહાદુરનું પ્રદર્શનના સંબંધમાં ભાષણ.

હરિગીત છંદ.

" સુણજો ગૃહસ્થો સ્નેહથી આજે મળ્યા અહિં આપણે, "
" કચ્છી ચિજોકેરૂં પ્રદર્શન ખુલ્લું મુકવા કારણે; "

---

૧. ગાયનશાળા. ૨. નદી. ૩. ચાર પ્રકારનું ભોજન:—કોળીએથી, દાંતે કરીને, સબડકાવીને તથા ચાટીને ખાવાનું તે.

" વસ્તુનું કરિએ વિવિધ વર્ણન પણ નજરથી ન્યાળતાં, "
" આવે પુરો જે ખ્યાલ તે ના'વે વિશેષે વાંચતાં. " ૧
" પાસે દિસે તે સમય સહુ ચિજ નિરખવાનો નેમથી, "
" માટે કહું મુકિ તેહ મૂળ આ પ્રદર્શનનું પ્રેમથી; "
" શ્રીમન્‌મહારાજા તણા શુભ લગ્ન દિન પર નેહથી, "
" કચ્છી પ્રદેશિ ચિજોનું સંગ્રહસ્થાન કરિયે સ્નેહથી. " ૨
" આ દેશના ઉદ્યોગનો ઉત્કર્ષ થાશે એહથી, "
" મ્યુઝિયમનીં સુઝશે યોજના નવિ એથીં નિઃસંદેહથી; "
" કૌંસિલવિષે સુવિચાર સૌનો એ પ્રમાણે ઓપિયો, "
" કર્નલક્રિલીપે આપમત એવોજ સૌંને સોંપિયો. " ૩
" એવી રિતે મૂળ આ પ્રદર્શન કેરૂં છે ભલિભાતમાં, "
" પણ તેની સગવડ માટે અલ્પ સમય રહ્યો અમ હાથમાં; "
" ભુજનાથના શુભ લગ્નની તૈયારિયો કરવી સહુ, "
" ઉપરાંત સંગ્રહસ્થાનનું આ કામ આવિ પડયું બહુ. " ૪
" દરબારિ રીતે નોંતરી આ શુભ પ્રસંગ સમાનની, "
" કરવી પડે છે કેવિ ઉત્તમ્ સરભરા મ્હેમાનની; "
" તેનો ન ખ્યાલ કદાય કચ્છના રિત રિવાજથી અજ્ઞને, "
" વરણવિ કહું ટુંકાવિ તે પુરિ સમજ પડવા પ્રજ્ઞને. " ૫
" આ કચ્છ અન્ય વિભાગથી જુદો પડયો જાહિર દિસે, "
" વળિ સેકડો વર્ષોથીં એકજ રાજ કુળસત્તાવિષે; "
" તે કારણે આ કચ્છ જુદિ પ્રજા તરીકે પેખિયે, "
" વળિ ભાવ રાજ્યકુટુંબપર રૈયત તણો બહુ લેખિયે. " ૬
" પતશાહિ કેરી પ્રબળતાની અસર રીત રિવાજમાં, "
" પેઠેલિ હિંદુસ્તાનના જવ દિસતિ અન્ય વિભાગમાં; "
" નથીં અસર કશિએ તેનીં તવ અહિયાંનીં રીત રિવાજમાં, "
" રજપૂત રાજ્યનીં રીતિ કાયમ રહિ દિસે છે કાજ્માં. " ૭
" મૂળ ઉત્પત્તિ એ રીતિની રાજા, પ્રજાનો તાતછે, "
" રીતિ બાપનીં તવ તેજ સંતતિની રીતિ વિખ્યાતછે; "
" કચ્છી પ્રજા મ્હારાવને " બાવા " કહી બોલાવતી, "
" છૈયે બધાંએ છોરૂ આપણ એવું ઉરમાં લાવતી. " ૮

" મધ્યાન્હ કાળે નિત્ય ભુજમાં તોપ છૂટે જે સમે, "
" નર નારી સૌ ઉચરે "જિઐરા" સામટાં તેણે સમે; "
" એ અર્થ સૂચકશબ્દ આપ પ્રજા પ્રીતિનું પેખવું, "
" વળિ લાડપાલન નૃપતણું લાયકપણું બહુ લેખવું. " ૯
" આ શુભસમયપર ગોઠવણ કરવાની જે કંઇ સારિ તે, "
" તપસીલ તેની ઉતારતાં મુજને જણાયું એ રિતે; "
" કચ્છમાંથી કોમ દરેકને આ શુભ પ્રસંગે નોંતરી, "
" તેડાવવાની ભુજવિશે રીતિ અસલથી છે ખરી. " ૧૦
" તેથી કરી મેળાવડો થાશે વડો બહુ લોકનો, "
" તક પ્રદર્શનની સારી આ નમુનો રહેશે નોંકનો; "
" કૌંસિલવિશે કરિ તરત તે સુવિચાર સંગ્રહસ્થાનના, "
" સત્વર નિપુણ નર નીમિયા કામાર્થે એ કોડામણા. " ૧૧
" આ કચ્છના કેલવણિખાતાના ઉપરિ અધિકારિને, "
" ઉપરિ નિમ્યા એ કામમાં ધરથીજ લાયક ધારિને; "
" કર્યું એમણે જે કામ તેથી પૂર્ણ હર્ષ પમાય છે, "
" એ કામ માટે એથી યોગ્ય ન અધિક અન્ય જણાય છે. " ૧૨
" વળિ ઉપરિ હાયસ્કૂલના માસ્તર મદદનિશ એમના, "
" ત્યમ બ્રેંચસ્કુલના ઉપરિ જાહિર યત્ન આમાં જેમના; "
" હોંસી અને હુશિયાર ત્યમ લાયર વકીલો એ ઘણા, "
" આ કામમાં અતિ ખંતથી પરિશ્રમ કર્યાનો પાર ના. " ૧૩
" બહુ શ્રમનું સાર્થક એમના હમણાં વિલોકશું આપણે, "
" આગળ સુણો આ વાત ધારીને સભાસદ ધારણે; "
" બ્રીટિશ બહાદુર રાજ્યનું માયાળુ રક્ષણ પામિને, "
" સુખ શાન્તિ હિંદુસ્તાનમાં જુંગતે રહી છે જામિને. " ૧૪
" ફળરૂપ તેનું કલકતે થયું ભવ્ય સંગ્રહસ્થાન જે, "
" અવલોકવા તે મોકલેલા અહિંથી હુન્નરિ જાણ જે; "
" વળિ આવિ ત્યાંથી તેમણે આ પ્રદર્શન માટે પ્રીતે, "
" તૈયાર વસ્તુ કરેલ તે ગોઠવિ મહા શ્રમથી રીતે. " ૧૫
" માસ્તર હુનરશાળા તણા એ હોંસિજન બહુ હાલના, "
" ભૂલાય નહિ એવા દિસે શ્રમ તેમ છોટાલાલના; "

" મહારાવના એ શિક્ષકે પરિશ્રમ કર્યો ઉલટ ઘણે, "
" દરબારમાંથી ચિજો પસંદ કરી પ્રદર્શન કારણે. " ૧૬
" એ વસ્તુઓમાં કેટલી તો બહુ પુરાતનિ પેખિએ, "
" જેની સુદૃઢતા ને રૂડી કારિગરિ લાયક લેખિએ; "
" કચ્છમાંથી બહુ કરિ એકઠી છે ત્યમ વિદેશની વસ્તુઓ, "
" મંગાવવામાં આવિછે તે જરૂર ધ્યાન દઈ જુઓ. " ૧૭
" ગુજરાત, પુના, રજપુતાના, સિંધ, ટ્રિચિનાપલિ થકી, "
" ઉત્તર હિંદુસ્તાનેથી ત્યમ આવી ચિજો નવિ નવિ નકી; "
" શ્રીમંત ગાયકવાડ ભણિથી ત્રિવિધ ત્રણ છબિ આવિયો, "
" તે એક માંહે ભાવ આબેહૂબ એવો લાવિયો. " ૧૮
" શાકુન્તલા નિજ પ્રેમપત્રી લખતિ તે શોભે ઘણું, "
" બિજું ચિત્ર ગુજરાતણનું ત્રિજું મલબારકાંઠાની સ્ત્રીનું; "
" કીધા જથા અનુકૂળ પડતા વસ્તુસંગ્રહના સહૂ, "
" એ કામ માટે વખત પણ ટુંકા પડયો અમને બહુ. " ૧૯
" તૈયારિ તેમજ લગ્નની કરવાર્મા તે ધ્યાને ધરો, "
" તેમાં મચ્યાતા રાજ્યના નોકર અનિ કારીગરો; "
" પરિણામ શુભ પણ પ્રદરશનનું લાગશે સૌ લોકને, "
" મળ્યું છે ઉત્તેજન એથી આ કચ્છ દેશના ઉદ્યોગને. " ૨૦
" કચ્છના ઘણા કારીગરો કાબેલ નકલ કર્યાવિષે, "
" આ પ્રદરશનથી તેમને સાધન સરસ સૌથી દિસે; "
" આવેલી છે ઉત્તમ ચિજો બહુ બ્હારના દેશો થકી, "
" નિરખી વિચિક્ષણ બુદ્ધિએ કરશે નકલ તેની નકી. " ૨૧

દોહરો.

" એટલું કહિ આ પ્રદર્શન, કહ્યું ખોલવા ખુશીથિ; "
" સાદર મિસિસ ફિલીપને, શ્રી દરબાર ભણીથિ. " ૧

વસંતતિલકા છંદ.

સંભાષણે જન સહૂ ઉર હર્ષ લાવી, આનંદ તાળિ થકિ તંબૂ મુકયો ગજાવી;
ઉઠી ગયા સહુ પ્રદર્શન કેરિ પાસે, દ્વારે ઉભા પ્રસન્ન મુખથી સાભિલાષે. ૧
આ છે પ્રદર્શનરૂપી રૂડિ હિંદવાણી, શૃંગાર વસ્તુ બહુથી ભૂષિતાંગિ જાણી;
છે પ્હેલું આણું નવ જોબનિ એ નવોઢા, રૂપે અનૂપ વળિ લક્ષણમાં વિશુદ્ધા. ૨

શું આ વિશાળ પડદો દિસતો મજાનો, લાજે ધરેલ પટ ઘુંઘટ પ્રેમદાનો;
લજ્જાર્નો એ રિત વખોડી શું લાર્ણો છેડો, તેનો મિસીસ ફિલિપે ઘુમટો ખસેડયો.૩
સર્વાંગ સુંદરિ અલૌકિક સૌ વિલોકે, દિગ્મૂઢ સર્વ બનિયા નવિ તેનિ નોંધે;
છે ભિન્ન ભિન્ન સમુદાય ચિજો તણા ત્યાં, ઉત્કૃષ્ટ સૌનિ રચના કર્શી ના મણા જ્યાં.૪
જો તેનું વર્ણન યથાસ્થિત થાય પ્રીતે, આ ગ્રંથ પંથ ન પુરો કરૂં કોઈ રીતે;
માટે ટુકાવું ક્ષમજો સમજુ જનો સૌ, આગે સુણો વિમળ વાત હવે બિજી કહૌ. ૫

દોહરા.

જોણું થયું નર જુવતિનું, સુંદર સંગ્રહસ્થાન;
જથે જથે આવે જનો, લાયક મળિ જયમ લ્હાણ. ૧
બહુ વિધ બંદોબસ્ત છે, રક્ષણનો રૂડિ રીત;
ત્યમ સ્રીઓર્નો લજ્જાતણો, સર્વોત્તમ સહપ્રીત. ૨
સર્વ કહે એકજ સ્વરે, મણિભાઈ મતિધામ;
ડાહ્યા દેશ દિવાનનાં, કોડ ભર્યો આ કામ. ૩
જનમનરંજન કારણે, વળિ ઉદ્યોગ સહાય;
એક પંથ દો કાજમાં, ખૂબે નાણું ખરચાય. ૪
પરૂણા દેશિ પ્રદેશિ પણ, અચરજ થાયે આપ;
દિવાનની મતિનું કરે, ઉમદા તોલિ અમાપ. ૫
રાય રંક રૂડો ભુંડો, વિગતે વર્ણ અઢાર;
પ્રીતે નિરખવા પ્રદર્શન, નહિ કોઇને નકાર. ૬
અમુક વખત સ્રીવર્ગ સૌ, અમુક વખત નર સર્વ;
નિરખે એમ નકી કર્યું, વાહ વિવાહનું પર્વ. ૭
જેમ ગણી ન શકાય કદિ, તારા ગણ ધરિ ટેક;
તેમ પ્રદર્શનની ચિજો, શું ગણિ શકે અનેક? ૮
ખોલિ પ્રદર્શન નિરખિ સહુ, વસ્તુ તણા વિભાગ;
સહુ નિજ નિજ ઘર સંચર્યા, સભ્ય સહિત અનુરાગ. ૯

નગરભોજનપ્રસંગ.

" બિહાને આયે રામ જનકપુર દશરથજીકે લાલા રે " એ રાગ.

જગત પ્રસિદ્ધ વિવાહ વ્રડેરો, જદુકુલપતિનો જોયોરે;
જન સમુદાય વિવિધ જાતીનો, મોજ ઘણીથી મોહ્યોરે.
જગત પ્રસિદ્ધ વિવાહ. ટેક.

રાજવંશિ પરૂણા રઢિયાળા, જથે જથે મળિ ચાલેરે;
જ્યમ સુરપતિના વિવાહમાં, સુર કિન્નર નાગ મહાલેરે.
જગત પ્રસિદ્ધ વિવાહ. ૧

વરાંગિની અપ્સરા તુલ્ય અતિ, વારવધૂ વધૂ વેશેરે;
ગણ ગંધર્વ તણા ઘુમતા બહુ, ન્યાલ કરેલ નરેશેરે.
જગત પ્રસિદ્ધ વિવાહ. ૨

મનગમતી સરભરા સરવની, ખાન પાન ખુબિવાળીરે;
ઈચ્છિત સુખ જ્યમ સુરતરૂ આપે, નિજ મહિમા ભણિ ન્યાળીરે.
જગત પ્રસિદ્ધ વિવાહ ૩

જુદી જુદી નાતોનું જુદુ જુદુ, ત્યાં ભોજન તૈયારરે;
જથે જથે મળિ જમતા જોતાં, ઉપજે હર્ષ અપારરે.
જગત પ્રસિદ્ધ વિવાહ. ૪

તેર તાંસળીયોનું તરતિબ, ઠરેલું એકજ ઠામેરે;
પાર ન એટલિ પંગતિયો થતિ, પૂરણ ભોજન પામેરે.
જગત પ્રસિદ્ધ વિવાહ. ૫

કાન પડયું ન સુણાએ કશું એ, એહ કુલાહલ આગેરે;
જમે પેટ ભરિ વળિ તાંસળિ ભરિ, મિઠાઇ દે વણ માગ્યેરે.
જગત પ્રસિદ્ધ વિવાહ. ૬

વરને પ્રીતિ પ્રિયા પરણ્યાની, જનને તેમ જમ્યાનીરે;
હર્ષ ધામધુમ ધુમાધૂમ ઘણિ, શું કહું તેહ સમાનીરે.
જગત પ્રસિદ્ધ વિવાહ. ૭

ખાવા ટાણે ખવાસકેરાં, તિડ જ્યમ ઉપડયાં ટોળાંરે;
પેટ ભરી ખાતાં ભરિ જાતાં, સાટાં મીઠાં મોળાંરે.
જગત પ્રસિદ્ધ વિવાહ. ૮

ભર્યા દિસે ભંડાર ભૂપના, તે ન ખુટાડયા ખૂટેરે;
સામગ્રી તૈયાર સોળ ગણિ, લોક ભલે ત્યાં લૂટેરે.
જગત પ્રસિદ્ધ વિવાહ. ૯

વિપ્રવરણના વાડા વિધ વિધ, એકેકર્થી અભડાતારે;
શું કહું તેમનિ જમણ વિધિરે, આરોગે અકરાંત્યારે.
જગત પ્રસિદ્ધ વિવાહ. ૧૦

એકજ લોટો જળ ઝાઝાથી, પંડ બધોય પલાળેરે;
આકુંચિત તન તે તક તેમનું, ચઢ્યું જયમ વાનરૂં ચાળેરે.
જગત પ્રસિદ્ધ વિવાહ. ૧૧

ટુંકી પોતડી તે પણ કોરી, તોય મમત દ્વિજ તાણેરે;
સ્નાન માનસિક એ કરતાં શુભ, જો ગુણિ વિપ્રો જાણેરે.
જગત પ્રસિદ્ધ વિવાહ. ૧૨

કોરો પંડ જતાવે તે પર, ધિખતો ક્રોધ ધરે છે રે;
ભિના ભાગ પરથી કર ફેરવિ; સરખું બધે કરે છે રે.
જગત પ્રસિદ્ધ વિવાહ. ૧૩

મુગટા સણિયાં તેમ પીતાંબર, રાતા મુગટા રીઝયેરે;
ભીનિ પોતડી કાઢિ પહેરતાં, સંભાળી જયમ ન ભિંજેરે.
જગત પ્રસિદ્ધ વિવાહ. ૧૪

અર્ધ નગ્ન તવ અવલોકાતા, તેનિ ન પરવા તેનેરે;
આસનમાટે લડી મરે પછિ, ટેક વિવેક ન જેનેરે.
જગત પ્રસિદ્ધ વિવાહ. ૧૫

જમતાં વળિ જજમાનતણી બહુ, મુખે વ્યાજસ્તુતિ[1] માંડેરે;
પૂર્ણ ઉદર લાડુથી ભરાતાં, પેરણું ઢીલું પાડેરે.
જગત પ્રસિદ્ધ વિવાહ. ૧૬

વળિ બે ત્રણ ગોઠવે પછી નહિ, માગ ઉદર મનહરમાંરે;
શ્લોક બિપે દે પછી બરાડા, જગ્યા થવા જઠરમાંરે.
જગત પ્રસિદ્ધ વિવાહ. ૧૭

લાડુનો થર નીચે દાબવા, ભાત જમે વળિ ભાવેરે;
જમતી દ્વિજ પંગતિનું દર્શન, મહિમાવાળું મનાવેરે.
જગત પ્રસિદ્ધ વિવાહ. ૧૮

એમ અનેક વરણ વિપ્રોની, જુગતે કરી જમેછેરે;
વણિક લુવાણા સોની સુતારનિ, ભાવતું ભોજન લેછેરે.
જગત પ્રસિદ્ધ વિવાહ. ૧૯

---

૧ ઉપરથી સ્તુતિ અને અંદરથી નિંદા. એ નામનો એક અલંકાર પણ છે.

તે દિન પુરની પશ્ચિમદિશિભણિ, જ્યાં છે ચક્ર સરતનું રે;
દોઢ મૈલ વર્તુળ ખારસરા, ભલું મેદાન ભરતનું રે.
જગત પ્રસિદ્ધ વિવાહ. ૨૦
ત્યાં વિશાળ તંબુમાં નૃપતિને, ભરી સભા પોશાક રે;
વડિ સરકાર ભણિથી દેવાનો, હતો ઉછાહ અથાક રે.
જગત પ્રસિદ્ધ વિવાહ. ૨૧
ત્રણ વાગ્યેથી ત્યાં સહુ મેદનિ, મોટિ ભરાવા માંડી રે;
કામ ધામ વ્યાપાર તમામે, છેક મનથકી છાંડી રે.
જગત પ્રસિદ્ધ વિવાહ. ૨૨

મહારાજાધિરાજ મિરઝા મહારાઓશ્રી ૭ ખેંગારજી સવાઈ બહાદુરને બ્રીટીશ સરકાર તરફથી પોશાક આપવા માટે ભરાયલો દરબાર.

દોહરો.

છેક મન થકી છાંડિને, કામ ધામ વ્યાપાર;
ખારસરે મળિ ખલક સહુ, સુણો વરણું તે સાર. ૧

ગરબી.

" શતલડી કોની સંગે જાગ્યા." એ ઢાળ.

નિરખવા મેદની મનહરતાઇ,
ખિચોખીચ ખારસરામાં ભરાઈ. નિરખવા મેદની. ટેક.
જથે જથે જન મળિ અધિક ઉમંગે,
નવીન ધરી વસ્ત્ર તે સુખદ પ્રસંગે;
અલંકાર ઓપે અનુપ ધર્યાં અંગે. નિરખવા મેદની. ૧
ઘોડે ચઢી કંઈક કુંવર રાજકુળના,
વિચરતાં શોભે સરવ સુખ મૂળના;
ભભકવાળી સ્વારીની શોભાનું મૂલ ના. નિરખવા મેદની. ૨
રૂડા દીપે પરૂણા ઘણા રજવાડી,
જથે જથે જાતા સવારી કાઢી;
ચઢયા કોઈ અશ્વરથે હય ગાડી. નિરખવા મેદની. ૩
ઠેઠ સુધી જનતણો થાગ ન લાગે,
ભીડ એવી દેખી કાયર જન ભાગે;
કરાવે માગ શૂરા સાનુરાગે. નિરખવા મેદની ૪

આમંત્રણે આવે ગૃહસ્થો અનેક,
વિગતથી શું કહું તેમનો હું વિવેક;
વિનયતાની મૂર્ત્તિઓ જાણે વશેક. નિરખવા મેદની. ૫
મળી પચરંગી પ્રજા ભુજપતિની,
વિગત કહું શું તેમના ઉજમ અતિની;
આનંદની મૂર્તિઓ જાણે સુમતિની. નિરખવા મેદની. ૬
બ્રિટિશ બહાદૂરની પલટણો આવી,
મધુરે બેન્ડ સાથે મનોહર લાવી;
રૂડાં શસ્ત્ર અસ્ત્રથી તનને શોભાવી. નિરખવા મેદની. ૭
બ્રિટિશ સેનાપતિયો બહુ રણબંકા,
સાયુધ તન લશ્કરી વેષે અશંકા;
આવ્યા તે સહુ, જેમના દેશમાં ડંકા. નિરખવા મેદની. ૮
બ્રિટિશ સરકાર ભણિથી આ પ્રસંગે,
દેવાનો જે પોશાક નૃપને ઉમંગે;
રેસીડેન્ટ લઇ તે આવ્યા નિજસંગે. નિરખવા મેદની. ૯
તરતિબ તંબુ તાણ્યો છે મધ્ય મેદાને,
શોભિત દીસે સ્થંભ સોનાને રૂપાને;
હસે જાણે મયદાનવની સભાને. નિરખવા મેદની. ૧૦
શોભિત ત્રણ ખુરશી સોનાની વિરાજે,
સન્મુખ ધરી ઊંચે આસન છબી છાજે;
ભૂપતિ રેસીડેન્ટ કુમારને કાજે. નિરખવા મેદની. ૧૧
જમણિ બાજુ એજન્સિના અધિકારી,
બિરાજ્યા ડાબી તરફ દરબારી;
તેવિજ બંને સેનાની રચના સારી. નિરખવા મેદની. ૧૨
મદોન્મત્ત મેગળ ભૂષિત ઝુલે છે,
કોતલ રત્નજડિત્ર પલાણે ખુલેછે;
કરી હિંસારવ તે ઊંચા ઉછળેછે. નિરખવા મેદની. ૧૩
પોલીસની પલટણો પાર વીનાની,
સાયુધ ઉભી શોભે ધરી સાવધાની;
મહોત્સાહ મનમાં મઝાનો માની. નિરખવા મેદની. ૧૪

હારબંધ સ્વાર ઉભા શૂર વીર,
ખુલાં કર તીવ્ર ખડગ ધરી ધીર;
સુદ્રઢ કાઇ શોભે રૂપાળે શરીર. નિરખવા મેદની. ૧૫
એમ ડાબી બાજુ સેના દરબારી,
જમણિ બાજૂ પલટણો છે સરકારી;
મળી ભુજપતિના માનાર્થે સવારી. નિરખવા મેદની. ૧૬
ભરી સભા પૂર્ણપણે ભલિભાંતે,
જુએ વાટ નૃપતિઆગમનની ખાંતે;
વરણિ કહું તેહ હવે હું નિરાંતે. નિરખવા મેદની. ૧૭

તે સભામાં મહારાજાધિરાજનું પધારવું.

દોહરા.

વરભૂપતિ વરભૂષણો, વરસ્વરૂપ વરવેશ;
વરમાળા વરઉરવિષે, નરવર તેમ નરેશ. ૧
કંકણદોરા મદનફળ[1], ઓપે હસ્ત અનૂપ;
બણિ ઠણિ વિચર્યા બુદ્ધિનિધિ, ભલા ચતુર ભુજભૂપ. ૨
ચાર અશ્વના રથવિષે, મનોાર્થ પૂર્ણ મહીપ;
સાનુજ ચઢિયા સ્નેહથી, દિવ્ય જડ્ડુકુળ દીપ. ૩
સમાંગી મળિ જ્યાં સભા, અમીર ને ઉમરાવ;
છડિ સ્વારિએ પધારિયા, ત્યાં નૃપ દિલ દરિયાવ. ૪
નાદિત નકિ પોકારથી, ગર્જિત ડંકે ધાવ;
દોડતિ સ્વારિથિ દેશપતિ, આવે દિલ દરિયાવ. ૫
સંભ્રમ ઉઠિ સરવે સભા, દેખીને નૃપ દૂર;
આવી હેલા માત્રમાં, સ્વારી સાગરપૂર. ૬
ચિંતામણિ પારશમણિ, તુલ્ય ગુણે તરતીબ;
માનાર્થે મણિભાઈ ઝટ, ગયા મહીપ સમીપ. ૭
ધિરે ચરણ નીચે ધર્યો, શરૂ ત્યાં બેન્ડ સરોદ;
થયાં સુણી તે સર્વના, મનમાં ઉપજ્યો મોદ. ૮
સર્વ લશ્કરે તે સમે, ગંભીર અદબ સહિત;
નમાવિ શસ્ત્રો નૃપતિનો, આદર કર્યો અમિત. ૯

---

[1] મીંઢળ.

સાનુજ ભૂપ સુખાસને, થતાં સુખાસિન ઠીક;
રેસિડેન્ટ સ્વાસન થકી, ઉઠયા પ્રીત અધિક. ૧૦
દેતા ભુજપતિને ભલો, પ્રીતિ ધરી પોશાક;
ભાષણ કરિયું જે ભલૂં, તે કહું પ્રેમ અથાક. ૧૧

**પોશાક આપતાં પોલિટિકલ કર્નલ ફિલીપસાહેબનુ ભાષણ.**

ચોપાયા છંદ અથવા મરાઠી સાખીનો રાગ.

" અહો મહારાઓ ખેંગારજી, કચ્છપતિ જદુકૂળ; "
" કલમ કૃપાણ બહાદુર બહુધા, સુણો વચન સુખમૂળ. " ૧
" આપ નામદારની અનૂપમ, શુભ સમયે થઈ શાદી; "
" એહ તણી આપવા આપને, બહુજ મુબારકબાદી. " ૨
" પ્રતિનિધિ ને એજન્ટ તરીકે, સરકારના સુપેરે; "
" સેના સેનાપતિ સહિત અમ, આવ્યા ઉજમ ઘણેરે. " ૩
" એજ કારણે આવ્યા છે અહિં, રાજવંશિ રઢિયાળા; "
" દેશ વિદેશથી ઘણે દૂરથી, માનવી મ્હોબતવાળા. " ૪
" વડા વડા શ્રીમંત ગૃહસ્થો, સંબંધી મતિશાળી; "
" પાર વિનાની આપ પ્રજા પણ, મળિ ટોળે મતવાલી. " ૫
" એ સર્વની રૂબરૂમાં આપનું, શુભ કરિયે સન્માન; "
" યોગ્ય આપ સન્માન પામવા, નરવર સુગુણ નિધાન. " ૬
" સમય ન આ બહુ ભાષણનો પણ, એક ફરજ આ ટાણે; "
" બજાવવાની છે બહુ ખુશિથી, જેમ જગત જન જાણે. " ૭
" વૉઈસ્રૉયની કુશલ કૌંસિલે, વડિ સરકાર ભણીથી; "
" દેવા શુભ પોશાક આપને, આ તક પ્રીત ઘણીથી. " ૮
" અમને ફરમાવ્યું છે, ફરજ તે, અમને અદા કરંતાં; "
" બહુ ખુશિ ઉપજે ભૂપ બહાદુર, ચિજ સૌ ભેટ ધરંતાં. " ૯
" ઉમદા છે શિરપેચ એક આ, બંદુક સરસ બિજી છે; "
" ત્રિજો વળી કાશ્મિરી દુશાલો, જેનિ કિમત ઝાઝીછે. " ૧૦
" થાન ઘણાં કિનખાબ તણાં છે, બિજી પોશાકનિ ચીજો; "
" મૈત્રિભાવદર્શક આ સર્વે, અંગિકાર કરી રીઝો. " ૧૧
" થશે પસંદ ચિજો ઉપયોગી, વળિ આ તકનિ વિશેષે; "
" મમતાવૃત્તિ બ્રિટિશ સરકારની, સ્મૃતિમાં સદા રહેશે. " ૧૨

“ અનુપમ લગ્ન થવાથિ આપનાં, રાજવંશ અહિયાંનો; ”
“ પાંચ સદીનો પુરાતની તે, વૃદ્ધિ પામશે જાણો. ” ૧૩
“ તે સારૂ ફરિ ફરિ આપને, આપું મુબારકબાદી; ”
“ અંતઃકરણથી ઈચ્છું આપની, અનેક વિધિ આબાદી. ” ૧૪
“ યશસ્વિ દીર્ઘાયુ થઇ થાઓ, ભોક્તા સુખસંસારી; ”
“ એ અમ ઈચ્છા સાથ બધાંની, સમવૃત્તિ થશે સારી. ” ૧૫

દોહરો.

કરિ ભાષણ પોશાક દઇ, કર્નલ ફિલિપે સપ્રેમ;
બેઠા તવ ભૂપતિ ઉઠી, ઉચરે ભાષણ એમ. ૧

### મહારાજાધિરાજનું ઉપરના ભાષણના પ્રત્યુત્તરમાં ભાષણ.

હરિગીત છંદ.

“ કર્નલ ફિલિપ કોડે પધાર્યા આપ અહિં આ અવસરે, ”
“ ત્યમ પચિસમી પલટણ તણા આવ્યા અમલદારો ખરે; ”
“ અવલોકી સહુને થાય અમને ઉરવિશે ખુશિ એહથી, ”
“ આપી મુબારકબાદિ એ આભાર ગણિએ સ્નેહથી. ” ૧
“ આ રાજ્યનો સરકારથી સંબંધ જ્યારથકી થયો, ”
“ અન્યોન્ય ત્યારથિ મૈત્રિભાવ અખંડ અદ્યાપિ રહ્યો; ”
“ અમ રાજ્યના તેમજ અમારા હિતની ઇચ્છા હેતથી, ”
“ સરકારના પ્રત્યેક પ્રતિનિધિએ બતાવી છે અતિ. ” ૨
“ સરકાર ભણિથી સ્નેહથી વળિ ગુણ નિધાન ગવર્નરે; ”
“ શુભ વાંચ્છનાના ચિન્હ દાખલ આપદ્વારા આદરે; ”
“ પોશાક મોકલિ માન દિધું અમને અધિક જે આ સમે, ”
“ ખુબિ તેતણી પુરતી રિતે સૌ સમજિયે છૈયે અમે. ” ૩
“ મમતા અમારાપર ધરે બ્હાદુર ગવર્નર જે બહુ, ”
“ સ્મૃતિમાં રહેશે સર્વદા આભાર સાથે તે સહુ; ”
“ અંતઃકરણપૂર્વક અમારા અતિ ઘણા આભારને, ”
“ કહેશો વિદિત કર્નલ ફિલિપ !! ગુણિ ગવર્નર સાહેબને. ” ૪
“ દરશાવિછે મમતા અધિક આપે સદા અમ ઉપરે, ”
“ આભાર એથકિ આપનો અતિ માનિયે શુભ આદરે; ”

" વળિ જેમની પલટણ રૂડી આવ્યા પછીથી જેમના, "
" સુંદર સમાગમનો અમોએ લાભ લિધ લેખા વના. " ૫
" તેવા ગૃહસ્થો કેમ્પના અહિંયાં પધાર્યા આ સમે, "
" આભાર ભારે તેમનો શુભ માનિએ મનથી અમે; "
અંગ્રેજીમાં કર્યું એમ ભાષણ તરજુમો ઝટ તેહનો, "
મણિભાઇએ કિધ તે સુણી સાગર શું ઉછળ્યો સ્નેહનો. ૬

દોહરો.

સાગર ઉછળ્યો સ્નેહનો, હર્ષતાળિ ધુધુઆટ;
શ્રવણતટે અથડાઈ અતિ, ઘણો થતો ઘોંઘાટ.

ખારસરામાં રમત ગમત થઇ તેનું વર્ણન.

દોહરા.

પાન ગુલાબ લિધા પછી, રમત નિરખવા કાજ;
બ્હાદુર ભૂપ બિરાજિયા, સભાસહિત સમાજ. ૧
અનુપમ સરકસ અશ્વનું, ખૂબ મજાના ખેલ;
વિલ્સન સરકસ જેવું એ, કેળવિ અશ્વ કરેલ. ૨
દોટ મુકી હય દોડતે, ચઢિ બેસે નર ચટ્ટ;
ઉભો થઈ શિરછત્ર ધરિ, નાચે વળિ જ્યમ નટ્ટ. ૩
એક તરફ એવી રમત, એક તરફ વળિ અન્ય;
મેદનિ સર્વ મળિ કહે, દિવસ આજનો ધન્ય. ૪
એક તરફ ડુગડુગ કરી, મદારિ મર્કટ રીંછ;
રમાડતા કહિ " રતન વહુ, ડોસાને પુરિ પીંછ." ૫
મળિ ટોળે મેદનિ ત્યહાં, જુએ કેટલિક જાણ;
જુએ વળિ જન કેટલા, નટોનિ રમત નિરવાણ. ૬
વાંસ દોરપર વિવિધ વિધિ, વાળે અંગ વશેક;
વાગે ઢોલ ઢમક ઢમક, વદે " ન બદ્દુ " નર એક. ૭
બહુરૂપી એક તરફ બહુ, ઢોંગ કરે ધરિ સોંગ;
રંક રાય ઘડિમાં રૂડો નવો કરે વળિ નોંક. ૮
વૃથા બાજિ આ વિશ્વની, સત્ય ગણે મુઢ છેક;
બતાવતા બહુ બાજિગર, એવા ખેલ અનેક. ૯

ભલિ વિધ બન્યા ભવાઈયા, કરિ કેરબો સટેક;
થન થન નાચે તાલબદ્ધ, અભિનય સહિત અનેક. ૧૦
મલ્લઅખાડો ત્યાં મચ્યો, હાર જીતની હોડ;
બાહુ ઠોકિ બલવંત મલ, ઉતરે કુંડે સકોડ. ૧૧
ક્રોધ દૃષ્ટિ એકેકપર, મેળવવા જય માટ;
બહુ જબરા લંગોટબદ્ધ, તંગિ પ્હેરિ તન તાટ. ૧૨
પડે તેહ શિર બહુ પડે, ઘણા જનોની ગાળ;
" માલખાઈ મહીપાલનો, નિવડયો શું નિર્માલ્ય. " ૧૩
એમ અનેક પ્રકારના, અનુપ ખેલ અદ્ભૂત;
સાથે થાતા સર્વ તે, અધિક સ્નેહ સંયુત. ૧૪
એક ચિજોનું પ્રદર્શન, ત્યમ બિજું તેહ સમાન;
આ અનેક રમતોતણું, શોભિત સંગ્રહસ્થાન. ૧૫
વા રમતોરૂપી માલની, ભરાઈ ગુજરિ સુભાંત;
વ્હોરતિયા શું તમાસગિર, ખરીદે મનગમિ ખાંત. ૧૬
જોઇ રમત ઘણિ લોક જ્યમ, ધરાઇને રવિરાજ;
શ્રમિત થઈ શું અસ્તાદ્રિપર, વિથર્યો સંધ્યાકાજ. ૧૭
મહાભાગ ભુજનાથપર, બતાવવા અનુરાગ;
પ્રસારિયો રવિએ શું તવ, રમણિક સંધ્યારાગ. ૧૮
વળિ સૂર્યાસ્ત સમે મધુર, વાગ્યું બેન્ડ સુખકાર;
રવિ અનુરાગતણો શું એ, ઉચિત ગણ્યો ઉપકાર. ૧૯
આતસબાજિ અનેક વિધ, છુટવા માંડી છેક;
મુલ્લાં મંડયા મગન થઈ, આદમિ જુએ અનેક. ૨૦
વરણવતાં તેની વિગત, વાધે ગ્રંથ વિશેષ;
પ્રગટ રોશની પેખવા, પુંરમાં કરો પ્રવેશ. ૨૧
દીપમાળ દિવ્યાભૂષણ, સજિ ભુજપુરી શરીર;
શોભે કેવી તે સુણો, જુગત કહું જદુવીર. ૨૨

## મ્હોટી રોશનીનું વર્ણન.

આપાયાં છંદ અથવા મરાઠી સાખીનો રાગ.

ગઢ ફરતા ચોફેર કાંગરે, પ્રગટ્યા દીપ અપાર;
શોભે હારોહાર સુરચના, નેત્ર સફળ કરનાર. ૧

ગોળાકાર દરેક બુરજપર, દીપ ગોળાકૃતિ દીપે;
નાકાં પંચનીં રચના નૌતમ, સ્થંભે સૂર્ય સમીપે. ૨
મોઘો મણિ મેખળા ધર્યો શું, ભુજપુરિએ કટિભાગે;
બુરજ દીપમાળા મણિ ઘુઘરા, લચકા સરખા લાગે. ૩
નાકાં પંચ સુવર્ણ ખચિત સમ, દીપ પંક્તિ દર નાકે;
એથીં સુઘડ ઉપમા શોધતાં, સ્થૂલ મારિ મતિ થાકે. ૪
વળી રાજગઢ ફરતી ચહુ દિશિ, પ્રાગ મ્હેલપર પ્રેમે;
પ્રદીપ્ત કરિ દીપકમાળા પુરિ, આપે એમ સુનેમે. ૫
પુરિ પદ્મિનિએ પારસમણિના, હૈયે નાખ્યા હાર;
દીપે દીપક્રમ સેરે સરખો, નાભિ સુધી નિરધાર. ૬
ઊચી ઉભય ટેકરિયો ઊપર, ખારસરામાં ખાંતે;
તલેટિમાંથી શિખર સુધી કરિ, ભવ્ય રોશનીં સુભાંતે. ૭
કુચસ્થાનની કટોરિયોપર, હિરા ભરેલ હજારો;
પ્હેરિ કંચુકી પુરી પદ્મિની, ઉભી સોંગ ધરિ સારો. ૮
રાજગઢથકી ખારસરા સુધિ, ઉભયસડકની બાજુ;
દોર બાંધિને રચિ દીપમાળા, કહું તે રચના કાજુ. ૯
શ્વેત લિલા પીત ગ્લાસવિષે દીપ, લક્ષાવધિ લટકેલા;
છેટે છેટે ટેકા માટે, રંગિ થંભ રોપેલા. ૧૦
બાજુબંધ કટકાંગદ ચુડલો, કંકણ નીલમણિકેરાં;
ચંદનચુડિ કરમણિ મુદ્રાઓ, આભૂષણો અનેરાં. ૧૧
સોવરાવીં સૌભાગ્યનીં પુરિઓ, હસ્ત પ્રસાર્યા હેતે;
અનુપમ રચના એહ યથાસ્થિત, કવિ જડધી શું કહે તે. ૧૨
દરવાજાપર વર્તુલાકૃતિ, દીપપંક્તિ દીપેછે;
કૃત્રિમ દરવાજાપર રોશનીં, હમીરસર સમિપેછે. ૧૩
હિરાતણાં કરકંકણ હોંસે, પ્હેરિ શું પુરી રાજેછે;
લટકો કરતાં લોક વિલોકી, લલના શું લાજેછે. ૧૪
નિરખો હોજ ફરતિ અતિનૌતમ, દીપપંક્તિ ઠાઠીંમ;
વચમાં છુટે ફુવારા ધ્વનિયુત, અતિ રચના અભિરામ. ૧૫
પુરિ પદ્મિનિનાં પગનાં ઝાંઝર, મંદ મધુર શું વાગે;
અનેક દીપ તે અણવટ વિછુઆ, લલિત લક્ષધા લાગે. ૧૬

લીલા લાલ પિરોજા ઉજળા, ઘણાં રંગના ગ્લાસ;
રોશનિ પણ તેવાજ રંગની, મિશ્રિત પ્રભાનિવાસ. ૧૭
એવો તેજરૂપી બહુ તરતિબ, સાળુ ભરજરી શોભે;
પ્હેરિ શું પુરિ પદ્મિની વિરાજે, વિલોકિ જનમન લોભે. ૧૮
મંદ પવનથી દીપપંક્તિઓ, જરાક ખાતી ઝોલા;
શું કટાક્ષ હરિણાક્ષી કરતી, નગરી નેત્રવિલોલા. ૧૯
હમીરસર ક્ષીરસાગર સરખું, લલિત મધ્ય લાખોટો;
નાભિકમળ શેષશાયિ વિષ્ણુનું, નકિ ભાસે નિરખોતો. ૨૦
દીપપંક્તિ શું સહસ્રદળ છે, સુવર્ણખચિત સમાન.
પ્રતિબિંબ જળમાંય પડેછે, તરલ તેજનિધાન. ૨૧
પાળ ફરતિ ચોફેર રોશની, લાખો જન લાખોટો;
જુએ થતાં દિલદંગ થઈ કહિ, મહિમા તેનો મોટો. ૨૨
જાણે સુરસહુ ક્ષીરસાગર તટ, આવી ઘણા ઉમંગે;
સ્તુતિ કરતા શેષશાયિ વિષ્ણુની, પંડે તેહ પ્રસંગે. ૨૩
દીપ સમીપતણા દીપે કર, આરતિ ઉતારતા શું;
હરે ફરે તે પ્રદક્ષણા કરિ, મનમાં મગ્ન થતા શું. ૨૪
બનિ નૌતમ રચના રોશનિની, અપૂર્વ એ નિશિ એવી;
જથે જથે જોતાં નર નારી, કહું શોભા તે કેવી. ૨૫
નિજવિવાહના મહોત્સાહની, બાળ લગ્નના ચાલે;
વિસ્મૃતિ પામી ફરિ પરણ્યાની, ગુપ્તેચ્છા ધરિ વ્હાલે. ૨૬
જાણે મંગળ ફેરા ફરતાં, વરવધૂ ધરિ ઉલ્હાસ;
રોશની જાણે અગ્નિ સાક્ષિ ગણિ, સ્વગત કરે સ્મિતહાસ્ય. ૨૭
ભૂષિતાંગિ ભુજનગરી ભલિવિધ, લલિતા વળિ લટકાળી;
મુનિમનને પણ મોહિતકારી, તપ તજાવવા વાળી. ૨૮
માયા મમતા મોહભરિત તવ, સઘળા જન સંસારી;
મોહનિમગ્ન હૃદયને ક્ષોભિત, કહો ન ક્યમ કરનારી. ૨૯
કામ ધામ તજિ બાળ યુવા વૃદ્ધ, નરનારી નિરખે છે;
ફરિ ફરિ પગ થાકે પણ લોચન, મન તૃષ્ણા ન મુકે છે. ૩૦
લક્ષાવધિ દીપની રોશની, કહું ઉપમા વળિ કોડે;
ભાસતિ ભુજ સઘળામાં ભારે, મનહર વર્ણ મરોડે. ૩૧

ચંદ્રવંશિ જદુકુળ ભૂજપતિ, નિજવંશી ગણિ નેહે;
રૂડા તેમના વિવાહ ઉપર, પરમ પ્રફુલ્લિત દેહે. ૩૨
તારક સેના ગ્રહ સેનાપતિ, પલટણ રાશી બાર.
ઘોડેસ્વારની ટુકડિયો સમ, નક્ષત્રો નિરધાર. ૩૩
સપ્તઋષિના તારા તે, કુળગોર ચંદ્રકુળ કેરા;
અચળ મંત્રી ધ્રુવ તારો અનુપમ આદિ ગ્રહો અનેરા. ૩૪
એમ સર્વ નિજ સેનાદિકને, સુત બુધ કેરી સાથે;
મોકર્લો છે શું ભુજપુરિમાંહે, નોંતરમાં નિશિનાથે. ૩૫
જુએ જેમ ભુજના જન ભાવે, રજવાડી પરૂણાને;
ચકિતપણે ત્યમ ચંદ્રલોકના, મ્હેમાનને સમાને. ૩૬
એમ અધિક કૌતુક નિરખી નૃપ, પોલિટિકલ પણ પ્રાય;
નિજ નિજ ભવનવિષે વિચર્યા પછિ, મેદનિ પણ વિખરાય. ૩૭

દોહરા.

વિલોકી જન વિખરાય છે, રૂડિ રોશની તે રાત;
વિગત હવે કહિશું રૂડી, પ્રૌઢા થયે પ્રભાત. ૧

ભાટ ચારણોને તાગ વેહેંચ્યો તેની હકીકત.

દોહરા.

દિન બીજે નરનારીં સહુ, લેખંતાં લાખેક;
મન ગમતાં ભોજન કરે, હૈયે હર્ષ અનેક. ૧
માગણ ચારણ ભાટના, નારી નર વૃધ બાળ;
તરૂણપણે કો તનવિષે, નહી જોતાં નિરમાલ. ૨
એક માસનાં અર્ભકો, તે પણ કટિપર તેડિ;
તાગ કારણે તરૂણિયો, અધિક મળી અણતેડિ. ૩
કર્યા એકઠાં કોડથી, ધણિ વિશાળ ઘોડાર;
પૂરાયાં સહુ પ્રથમથી, માગણ જન નરનાર. ૪
દરવાજા પર દોઢિએ, કરિ મ્હોરોનો ગંજ;
ઉપરી બેઠા આપવા, સહુને તવ સુખપુંજ. ૫
દરમાથા દિઠ દે રૂડો, અધિક પાંચિયો એક;
કોરિ પાંચ કચ્છી તણો, છતે નવો છે છેક. ૬

વિશુદ્ધ ચાંદીનો વડો, નૃપ નામાંકિત ન્યાળિ;
લઇ બાંધે માગણ નરો, ગાંઠ ઘણીવિધ વાળિ. ૭
એક બાંધ પર અન્ય કટિ, સ્તન વળગ્યું ત્રિજું નેટ;
ચોથું કરાંગુળિએ ચતુર, પાંચમું આશા પેટ. ૮
એવા વેશે આવિને, માગણ નારી એક;
ફલિત પનસ તરૂ તુલ્યની, ઉભી તે સવિવેક. ૯
પાંચ મુક્યા કર પાંચિયા, દિલ ખુશિ થઇ દેનાર;
પુછે અન્ન પરિવારનું, તવ બોલી તે માર. ૧૦
સ્વામી તણી સંભાળમાં, છે બીજા ખટ બાળ;
ખરો પરિવાર પનોતિ તું, બિજા આળપંપાળ. ૧૧
સવારથી કરી સાંજ સુધિ, અધિક આપતાં એમ;
તાગ આવિયો તાગનો, પૂરણ ધારી પ્રેમ. ૧૨
નૃપનો જય જય નિર્મળો, ગાતાં ગુણ અગણિત;
મલપતિ માગણ વરણ સહુ, વિદાય થાય વિનીત. ૧૩
દિન આવા દેજો સદા, ઉમયા નાથ ઉદાર;
ભલા અમારા ભૂપનો, જગ થાજો જયકાર. ૧૪

### માગણોનું વિદાય થવું. રાજારાણીનું કુળદેવીને નમન.

માલિની છંદ.

જય જય જય બોલે તાગ પામી અથાક, મધુર ગીત મુખેથી ગાતિયો સાનુરાગ;
ચઢી ચઢી શકટે કો રેંકડે બેસી બેક, "જદુતિલક જિએરા" બોલતી એવી ટેક. ૧
ઉલટભર થઈ સૌ ચારણીઓ વિદાય, દિન ફરી ફરી આવા માગતી ઘેર જાય;
ત્યમ વળી મન ભાવ્યો માગણો તાગ પામી, નિજ નિજ પુર ચાલ્યા ભૂપને શીર નામી.
ભ્રમર ભ્રમરીકેરાં જેમ ટોળાં અથાક, કમળવનથી ઉડયાં પૂર્ણ ચુસી પરાગ;
વદન ભરી વિશેષે ભૂપના ગુણકેરી, પરમ પ્રફુલ દેહે વાસનાઓ ઘણેરી.
દશદિશિ ગુણપુંજોના સુગુંજારકારી, સુયશરૂપિ સુગંધી મૂકતા તે પ્રસારી;
લલિત પ્રિયતમા બે સાથ લૈ ભૂજનાથ, દશવિશ વળિ ડાહી દાસિયો રાખી સાથ.
નિજ જનનિ કરે જે પૂર્ણ આશાજ પ્રાયે, ઉલટ થકી ગયા ત્યાં દેવિ આશાપુરાએ;
નમી નૃપતિ પ્રિયાઓ પ્રેમથી પાય લાગે, સ્તુતિ કરિ કરજોડી દેવિની સાનુરાગે.
જદુકુળતણિ દેવી સેવિ આશાપુરા તે, નિજભવન પધાર્યા દંપતી ખૂશિ થાતે;
નિત નિત નવલા ત્યાં એમ ઉત્સાહ થાયે, વરણુ વિગતથી તો પાર ના તે પમાયે. ૬

**રજવાડાઓમાંથી પોશાક આવેલા તે લેવા તથા તેઓને પોશાક આપવા માટે સભા.**

દોહરા.

પાર ન પામું વર્ણવે, આ અર્ણવ ઉત્સાહ;
સર્વ કહે સૌથી સરસ, વાહ મહીપવિવાહ. ૧
રાજ્યવંશિયો તરફથી, લઈ પોશાક અમૂલ્ય;
આવેલા અધિકારિયો, દિવ્ય ઘણાં દુકુલ. ૨
કરવા અંગીકાર તે, ભૂપ ભરી દરબાર;
બિરાજિયા વરરાજિયા, શોભિત ધરિ શૃંગાર. ૩
હીરા મોતિના હારડા, જડિત વલયની જોડ;
મણિ મુદ્રાઓ બહુ મુલી, કરતા ભેટ સકોડ. ૪
ભરિ ઢાલો, ભરજરિ તણાં, થાનોથી બહુ ઠીક;
ભેટ કરે ભુજનાથને, અંતર પ્રીતિ અધિક. ૫
રેશમી તાકે બહુ રૂડે, ભરિ ઢાલો ભરપૂર;
આણી મુખ આગળ ધરે, જન રજવાડિ જરૂર. ૬
ઢાકાની મલમલતણા, તાકા બહુ તરતીબ;
કૃપાયુક્ત કર સ્પર્શિને, માને ભેટ મહીપ. ૭
જામદારખાનાતણો, ઉપરી ઝટ ફટ એહ;
સ્વાધિનમાં સંભાળી લે, ગણી ગણીને ધરી નેહ. ૮
નજરાણો નાણા તણો, વળી તેહ વ્યતિરેક;
મૂકે ભરિ મુખ આગળે, વિગતે થાળ વશેક. ૯
પાન ગુલાબ અતરપછી, લઇને પ્રેમ અથાક;
વિદાય થાય વળી બિજા, આવે લઇ પોશાક. ૧૦
એકેકથી તે અવનવા, પોશાકો દે બેશ;
વિગત તેની સહુ વરણતાં, વાધે ગ્રંથ વિશેષ. ૧૧
સવારથી મધ્યાન્હ સુધિ, ભરી કચેરી ભુજભૂપ;
અનેક નૃપભણિના લિધા, અતિ પોશાક અનૂપ. ૧૨
દિવાનના, ભાયાતના, ત્યમ સંબંધી તણાજ;
અધિકારિયો અનેકના, પરિજન કાજ ઘણાજ. ૧૩
પોશાકો આવ્યા પ્રીતે, પ્રતિ નૃપ ભણિથી સપ્રેમ;
પશ્ચિમ ધરાપતિ તણો, કહી શકું મહિમા કેમ? ૧૪

હવે વરણવું હેતથી, ભુજપતિએ ભલિ રીત;
પરૂણાઓને જ દિધા, પોશાકો ધરિ પ્રીત. ૧૫

ચોપાઇ ત્રિતાલી.

ભૂપ ભર્યો દરબાર બિરાજે, છબિધામ સ્વરૂપ તે છાજે;
મળ્યા દેશી વિદેશી વડેરા, રજવાડી મ્હેમાનો રૂડેરા. ૧
આવ્યા નૃપની નોંતરમાં અધિક, વિન્હા મ્હાલ્યા પરમ રમણિક;
મનવાંચ્છિત મોજને માણી, ઉરમાં નિત નવો આનંદ આણી. ૨
જાણે બેઠા આનંદનિશાળે, પઢે પાઠ પ્રહર્ષના તાલે;
તેડયા આદર આણી અથાક, દેવા ભર દરબારે પોશાક. ૩
લેઇ પ્રેમપરીક્ષા શું આમ, વ્હેંચે ભુજપતિ આમ ઇનામ;
મૂલ્યવાન છડા મુક્તા ફળના, જેની કિમતની પડતી કળ ના. ૪
જોડી હેમકડાંની જાજુલ્ય, મણિ મુદ્રિકાઓ મહામૂલ્ય;
દોરા કંઠા ને ગંઠા છે ગમતા, જડયાં કુંદન તે ઝગમગતાં. ૫
એવાં અનુપ ભૂષણ છે અનેક, કહું વસ્ત્રનો અધિક વિવેક;
ફેંટા રેટા ને સેલાં દુશાલાં, થાન મખમલનાં મુલવાળાં. ૬
તેજવંત છે રેશમી તાકા, જાણે રજની ખીલીછે રાકા;
તાકા જરિ ભરજરિના ભલેરા, બુટ્ટા તેમાં બહુવિધિ કેરા. ૭
જથા સૌના જૂદા કરી રાખ્યા, અવિલોકી જનો અભિલાખ્યા;
ધીંગી ઢાલો ભૂષણકેરે ભાર, નમે ઊચકતાં નિરધાર. ૮
એમ વસ્ત્રાભૂષણના ગંજ, હારોહાર શોભે સુખપુંજ;
લખી નામ પત્રિકા લગાવી, શોભા કહું તે હું શું સમજાવી. ૯
અખિલ જનને આશ્ચર્ય પમાડી, કૃષ્ણવારાની લક્ષ્મી શું કાઢી ?
થઈ પ્હેરામણી ચાલુ પ્રીતે, રૂડી રાજ્યનીતિની રીતે. ૧૦
આવી હજુર ખડા રહે ખાંતે, કરી તાજિમ નૃપને સુભાંતે;
મંત્રીહસ્તે પ્હેરામણી દેછે, નરપતિને નમી નમી લે છે. ૧૧
પાછે પગ હઠી બેસે મિસલમાં, કૃપા નૃપની શોભે કરતલમાં;
એક બેસે પોશાક લઇને, તવ બીજો ઉઠે ચટ્ટ દઈને. ૧૨
પામી પોશાક હરખ ધરેછે, ખમ્મા ખાવિંદને ઊચરેછે;
એમ એકપછી જન એક, પામે પોશાક સહુ સવિવેક. ૧૩

આવ્યા જન જેટલા રજવાડી, પૂર્ણ પ્રીતિ પોશાકે પમાડી;
એક રાજ્યતણા પરૂણાંને, રહે આપી પોશાક બધાંને. ૧૪
તવ મ્હેમાનો રાજ્ય બીજાના, પામે પોશાક અમુલ્ય મઝાના;
જેવી જેની મિસલ તે પ્રમાણે, મોજ પોશાકની તે માણે. ૧૫
અધિકારી મંત્રી સરદારો, નોકર ચાકર ને ખાસદારો;
પ્રતિ રાજ્યના એવા જનો જે, મન હરખ્યા પોશાકની મોજે. ૧૬

દોહરા.

મન હરખ્યા મ્હેમાન સહુ, પામી શુભ પોશાક;
દીપે જયમ કૃષિક્ષેત્રમાં, પરમ નવીન વિપાક. ૧
ગૃહસ્થ નામાંકિત ઘણા, આવ્યા જે અતિ પ્રીત;
પામ્યા ખૂબ પોશાક તે, રાજવળાની રીત. ૨
અનેક વિધિ ખેલાડિયો, કળાવંત ગુણવંત;
જંગમ જોગી સેવડા, પીર ફકીર અનંત. ૩
બહુરૂપી ભાંડ ભવાઇયા, નટ નાટકિ નિરધાર;
સૌને ખૂબ સંતોષિયા, અર્પી ઈનામ અપાર. ૪
મનઈચ્છા કરતાં મળી, બહુ મૂલી બમણી મોજ;
મુખ પ્રફુલ્લ સહુ જયમ ખિલ્યાં, સહસ્ર પત્ર સરોજ[1]. ૫
આવ્યા કવિવર જે અતિ, નિમંત્રણે નિરધાર;
કરી સભા તે કારણે, વરણિ કરૂં વિસ્તાર. ૬

કવિ પંડિતોની સભા; તેઓને પોશાકો વગેરે આપ્યા તેની હકીકત.

" બિહાને આયે રામ જનકપુર દશરથજીકે લાલારે " એ રાગ.

મનોર્થ પૂર્ણ મહીપલગ્નનો, આ ઉત્સાહ અપારરે;
અનેક કુતુહલનો અરણવ શું, વરણવું મતિઅનુસારરે.
મનોર્થ પૂર્ણ મહીપલગ્નનો. ટેક.
માન સરોવર વિના મળે ક્યાં, મરાળગણને[2] મોતીરે;
કવિકુળને કળિમાં જદુકુળવિણ, મોજ મળે ક્યાં ગોતીરે.
મનોર્થ પૂર્ણ મહીપલગ્નનો. ૧
ગિરવાણીમાં કુશલ ઘણેરા, કવિવર મળિયા કોડેરે;
શ્લોક કચ્છપતિ પુણ્યશ્લોકના, જુક્તિ શાર્ખોને જોડેરે.
મનોર્થ પૂર્ણ મહીપલગ્નનો. ૨

---
૧ કમળ. ૨ હંસના ટોળાને.

શ્લેષ ધ્વનિયુત પદ લાલિત્યનો, રચના રૂડો રચી જાણેરે;
તેજપુંજ મતિધામ નૃપતિના, સ્નેહે સુયશ વખાણેરે.
મનોર્થ પૂર્ણ મહીપલગ્નનો. ૩
પ્રાકૃત કવિયો પારવિનાના, અતિ શુભ અવસર આવ્યારે;
મળ્યા ઘણા ગુર્જરિ ભાષાના, લગ્ન કવિત લખિ લાવ્યારે.
મનોર્થ પૂર્ણ મહીપલગ્નનો. ૪
ભાટ ચારણો ભલા ભરાયા, કવિત છટાથી કહેતારે;
ચારણી ભાષાનાં પિંગળ પઢી, લાયક મોજો લેતારે.
મનોર્થ પૂર્ણ મહીપલગ્નનો. ૫
પ્રજા પ્રજાપતિતણો પરસ્પર, વિગતે ધર્મ વરણવોરે;
કવિતાનાં બત્રીસ ચરણમાં, ચહિએ વિષય ચરચવોરે.
મનોર્થ પૂર્ણ મહીપલગ્નનો. ૬
સભા થવા પ્હેલાં દિન બેથી, દિધું કહિ હતું દિવાનેરે;
રચિ લાવ્યા તે કવિતા રૂડી, સહુ નિજ મતિ સમાનેરે.
મનોર્થ પૂર્ણ મહીપલગ્નનો. ૭
ભરી સભા ભુજનાથ ભાગ્યનિધિ. મંત્રી સહિત બિરાજ્યારે;
કવિજન કોડ થકી કવિતામાં, ત્યાં બોલે જશ તાજારે.
મનોર્થ પૂર્ણ મહીપલગ્નનો. ૮
જળસંપૂર્ણ સરોવર ફરતાં; વિહંગ કલરવ કરતારે;
કવિ સમાજ નૃપરાજ સભામાં, એમ કવિત્ત ઉચરતારે.
મનોર્થ પૂર્ણ મહીપલગ્નનો. ૯
મદઝરતા ગજકુંભસ્થળપર, જ્યમ મધુકર ગુંજારરે;
ત્યમ નૃપરાજસમાજે કવિજન, સુયશ વદે સુખકારરે.
મનોર્થ પૂર્ણ મહીપલગ્નનો. ૧૦
એમ ઉભય ઘડિ થયો કુલાહલ, જ્યમ શશિ નિરખી જળનિધિરે;
પૂર્ણ ભરતી પછી સ્થિર થતો ત્યમ, કવિવર શાંત બહુ વિધિરે.
મનોર્થ પૂર્ણ મહીપલગ્નનો. ૧૧
પ્રજા પ્રજાપતિતણા પરસ્પર, ધર્મ વરણવ્યા ધીરે રે;
એક એક પછી વદે કવિત શુભ, કવિયો પ્રફુલ્લ શરીરેરે.
મનોર્થ પૂર્ણ મહીપલગ્નનો. ૧૨

સરલપણે મુખ કરે પ્રશંસા, કોડે નૃપ કવિતાનીરે;
શિરસા માન્ય કરે તે સ્તુતિને, હર્ષ હૃદયમાં આણીરે.
મનોર્થ પૂર્ણ મહીપલગ્નનો. ૧૩

યથાયોગ્ય પછીં સહુને આપે, સ્નેહ ઘણે શિરપાવરે;
ઇચ્છા કરતાં અધિક પામ્યો કવિ, પૂરણ ગણે પ્રભાવરે.
મનોર્થ પૂર્ણ મહીપલગ્નનો. ૧૪

સુવર્ણ ગંઠા કડાં કનકનાં, વીંટિ વેઢ વળદારરે;
સેલાં શાલ દુશાલા પામ્યા, મનહર હે મુલદારરે.
મનોર્થ પૂર્ણ મહીપલગ્નનો. ૧૫

તેપર વર્ષ્યા સહુ કવિયોને ત્યાં, રોક રૂપૈયાં હેતારે;
પામ્યા સેંકડો ગમે સર્વ તે, લાયકી રાખી લેતારે.
મનોર્થ પૂર્ણ મહીપલગ્નનો. ૧૬

શણગારી બહુ અશ્વ અનૂપમ, પ્રેમે સુઘડ પલાણેરે;
કટલાક કવિયોને કોડે, દિધા નૃપે તે ટાણેરે.
મનોર્થ પૂર્ણ મહીપલગ્નનો. ૧૭

એમ સર્વને મનગમ્યાં આપી, મૌજ ઘણા મૂલવાળીરે;
કવિ પંડિતપર ઉદારતાની, ભુજપતિએ હદ વાળીરે.
મનોર્થ પૂર્ણ મહીપલગ્નનો. ૧૮

એ નહિ અચરજ અખિલ જગતના, ભર્ત્તા કૃષ્ણ ભલી વિધિરે.
વિદ્યમાન નૃપ તે જદુકુળના, કુળાનુયાયી ગુણનિધિરે.
મનોર્થ પૂર્ણ મહીપલગ્નનો. ૧૯

પામ્યો મોજ મનગમતી પૂરણ, કવિતા હેવી કોડેરે;
ભોજ રાજ્યસમ ભૂજરાજ્યને, ગણિ મૈયર ગુણ જોડેરે.
મનોર્થ પૂર્ણ મહીપલગ્નનો. ૨૦

ઘણું જીવો જદુકુળનો દીવો, કાવ્યબંધુ કછભૂપરે;
આપે આશિષ એવી અતિશે, સહુ કવિયો સુખરૂપરે.
મનોર્થ પૂર્ણ મહીપલગ્નનો. ૨૧

દોહરા.

સુયશ મોતિની સેર પદ, સુગુણે ગ્રથિત સુપેર;
વર્ડો કવિતામાળાવિષે, મહિમાકેરો મેર. ૧

રચી તે પ્રીત અપરમિતે, કવિયોએ ધરી કોડ;
આરોપે ભુજપતિ ઉરે, કહી ખમા કરજોડ. ૨
પુરસંતોષ પમાડીને, આદર કીધ અનેક;
કવિયો પણ સ્તુતિ કરી કહે, વાહ મહીપ વિવેક. ૩
સભા વિસર્જન થઇ તદા, સ્વસ્થપણે નૃપ આપ;
તે દિનના સત્કાર્યનો, ગણે ઉમંગ અમાપ. ૪

કસુંબા માટે સભા.

દોહરા.

રજવાડી મ્હેમાન સહુ, ભાયાતો ભલિ ભાંત;
પિવા કસુંબો કરી સભા, તેડાવ્યા ધરી ખાંત. ૫
વિશાળ તંબુ વિષે ભર્યો, ભુજપતિએ દરબાર;
મિસલબંધ સહુ રાજ્યના, આદર્મો મળ્યા અપાર. ૬
નોકર સહુ નિજરાજ્યના, સહિત મંત્રી સરદાર;
મળ્યા સર્વ મન મલપતે, શોભા તે સુખકાર. ૭
માત્ર એજ શોભાતણું, વર્ણન વધે વિશેષ;
તે કારણ કહું અલ્પ જ્યમ, રોક લક્ષથી રેશ. ૮
પુરા શેર દશ પી ગયા, અફિણી લોક અફીણ;
ત્રણસે મણ સાકર ખપી, પંડિત સુણો પ્રવીણ. ૯
સભાની મહતાનો સરસ, ખરો એથી લ્યો ખ્યાલ;
એ અવસરની અતિરૂડી, રચના પરમ રસાળ. ૧૦
જૂનાગઢ ગોંડલ પ્રમુખ, રાજ્ય ભણિર્થી રૂડીરીત;
ક્રમે કસુંબો કોડથી, દે ભુજનૃપને નિત્ય. ૧૧
દિન દિન સાકર ને અફિણ, વરતાં જાય વિશેષ;
વડાની વાતો સહુ વડી, બહુ વિધિ બનતી બેશ. ૧૨
એમ નિરંતર અવનિપતિ, અધિક કરે ઊછરંગ;
વિદાય માગે વિનતિ કરી, પરૂણા તેહ પ્રસંગ. ૧૩
આગ્રહ કરીને અતિ ઘણો, કોટિક કળાનિધાન;
રંજન કરીને રોકતા, ડાપણદાર દિવાન. ૧૪
શ્રેષ્ઠ કરે છે સરભરા, સ્નેહ જણાવી સાર.
જાણે પ્રેમ પયોધિમાં, નિમગ્ન સહુ નિરધાર. ૧૫

પ્રેમવિવશ સંકોચ મન, વળિ માગતાં વિદાય;
વિદાય દાનરૂપી થયે, મ્હેમાને ન મગાય. ૧૬

મહારાજા કુમારશ્રી કલુભા સાહેબનું રાજકોટ પધારવું.

દોહરા.

ગર્હો ઉપવીત ગુર્વાશ્રમે, નેહે કરી નિવાસ;
ગૃહ વૈભવ તજિને ઘણો, આદરવો અભ્યાસ. ૧૭
અસલિ ચાલ તે આજ પણ, કરવા સત્ય કુમાર;
રાજકોટ વિચર્યા લઈ, નિજ શિક્ષક નિરધાર. ૧૮
મનામણું મામાતણું, મિથ્યા કરી મતિધામ;
કુમાર નિજ કર્ત્તવ્યમાં, મચ્યા રાખીને મામ. ૧૯

દેશી પરદેશી મ્હેમાનોનું વિદાય થવું,

દોહરા.

ગમતી મોજ કરી દિન ઘણા, રજવાડી મ્હેમાન;
સ્નેહવિવશ માગી ન શકે, વિદાય કોઇ વિધાન. ૨૦
ઇંગિતજ્ઞ[1] મણિભાઇ અતિ, સમજ્યા તે શુભરીત;
સાદર કર્યા વિદાય સહું, પૂર્ણ બતાવી પ્રીત. ૨૧
મહિમાવાન વિવાહનું, અલ્પ બુદ્ધિઅનુસાર;
કર્યું વર્ણન મેં કોડથી, સુણો સકળ નરનાર. ૨૨
કવિજન ક્ષમજો કરી કૃપા, હોશે દોષ હજાર;
ઉલટભેર ભુજનાથનો, ઉચરો જય જયકાર. ૨૩

ચોપાયાછંદ

અહો આદિ કવિ વાલ્મિક આપનું, ચરણયુગ્મ ચિત આણી;
આદરેલું આ અતિશુભ વર્ણન, જદુકુળ વિવાહ જાણી. ૧
સૂર્યવંશિ સીતાપતિકેરો, મહિમાવાન વિવાહ;
રામાયણમાં રચિયો આપે, અંતર ગણિ ઉત્સાહ. ૨
આપની શક્તિ આગે તો આ, કપિચાપલ્ય અમારૂં;
કવિચાપલ્ય થવા શુભ સેવું, તાત પદાબ્જ[2] તમારૂં ૩
અખિલ જગતમાં અખિલનાથનો, ઘણો વિવાહ ગવાય;
કચ્છનાથનો કચ્છિપ્રજામાં, ઘરઘર સુજનો ગાય. ૪

૧ સામાના મનનો અભિપ્રાય જાણીજનાર. ૨. ચરણ કમળ.

પ્રજા કચ્છિથી પૃથ્વી ઉપરનો, કોઇ ભાગ નથી ખાલી;
આ વિવાહવર્ણન વંચાજો, સર્વ થજો સંભાળી. ૫
એટલું માગું ન્યાય અનુસરી, લોભ ન રાખું લગાર;
અધિક આપતાં આપની શોભા, નમી કરૂં નમસ્કાર. ૬
અહો વ્યાસ ભગવાન અહર્નિશ, આપે તો અનિવાર;
યદુકુળના યશ ગાવામાં નિજ, ઓપાવ્યો અવતાર. ૭
એહ આપના નિત્યકર્મને, પગલે ચઢિને પ્રેમે;
માત્ર સુંઠથી ગાંધિ થવાનો, પ્રયત્ન કીધો જે મેં. ૮
તે કરવા સાફલ્ય કૃપાનિધિ, આપ વિરૂદ અવલોકો;
આ વિવાહ વર્ણન ગાજો સહુ, લાયક પંડિત લોકો. ૯
જય પ્રસિદ્ધ જાદવકુળ કેરો, સુયશ ઘણો સંસારે;
કહો કોણ કવિયે નથી ગાયો, પૂર્ણ હૃદયના પ્યારે? ૧૦
પ્રાચીન અર્વાચીન કવિ કોવિદ, સંસ્કૃત પ્રાકૃત માંહે;
ગુર્જરિ દક્ષિણિમાં પણ ગાયા, યદુકુળ યશ ઉત્સાહે. ૧૧
અનેક આર્યાવૃતની ભાષા, અનેક કવિઓ એમ;
યથાશક્તિ સહુએ જદુકુળના, રચિયા સુયશ સપ્રેમ. ૧૨
અતિ વિસ્તારભયે આ વર્ણન, સંક્ષેપે કહ્યું સાર;
સૌ જન સ્નેહથકી બોલો શુભ, ભુજપતિનો જયકાર. ૧૩
કળિના કવિગણને કરજોડી, કરૂં વિનતિ ઉલ્હાસે;
કરજો દોષની ક્ષમા સકોડે, એ માગું તમ પાસે. ૧૪



# દિવાનસાહેબ રાવબહાદૂર મણિભાઇવિષે.

દોહરા

આ વિવાહ મહિમા ભર્યો, રૂડો થવા રમણિક;
શ્રમ જેમણે સહસ્રધા, સ્થિરમતિથી કિધ ઠીક. ૧
મતિનિધાન મણિભાઈ તે, ડાહ્યા કચ્છદિવાન;
ચતુરપણાના ચાહિને, વિગતે કરૂં વખાણ. ૨

હરિગીત છંદ.

વિગતે શુણો તેના સરસ ગુણ ઉલટભેર ઉચ્ચારતાં,
આનંદ આપે અંગ વ્યાપે ધરથકી ઉર ધારતાં;
બીજે ન થાય બહુજ એવાં કામક રિ કોડામણાં,
શીખ્યા શું કામણમંત્ર મોહિત કિધ ગુણી રાજા ઘણા. ૧
વશીકરણમંત્ર વિનયવિષે સાધ્યો દિસે જેણે સદા,
તનમન સરવનાં વશ કર્યાં એ મંત્રના જોરે મુદા;
ધર્ણો ધરી પ્રમાણિકતા શું એહ પ્રયોગ મોહિની મંત્રનો,
ગુજરાત કચ્છ સુરાષ્ટ્રમાં બહુ મોહ જેના તંત્રનો. ૨
એ મંત્ર દેવી સરસ્વતી પાસે શિખી સાધ્યા બહુ,
જેણે કરી મણિભાઇને સાબાશ જન કહે છે સહુ;
જેની સુકીર્તિનાં સુકૃત જાહેર ઠામો ઠામ છે,
અમરત્વ એમાં લોકહિતરૂપ અતિ ઘણું અભિરામ છે. ૩
કૃતિમાંય સ્વામીદ્રોહ વાણીમાં વફાદારી બહુ,
એવા જગતમાં નર ઘણા કરી લેખું તે હું શું કહું;
જ્યાં જ્યાં ગયા ત્યાં સ્વામીભક્તિ બતાવી કોડે કાજમાં,
મણિભાઇનો એ ધન્યવાદ ગવાય સુજન સમાજમાં. ૪
વરતે વદન મુદ્રા પરથી જનના સ્વભાવ જુદા જુદા,
અંતરની જાણે જેમ અંતરજામિ જન મનની મુદા;
એ શક્તિ વિરલ જનો વિષે જોતાં કહીંક જણાયછે,
એવા સુલક્ષણ બહુ વડેજ મહા પુરૂષ મનાય છે. ૫

ઉત્તમ રીતે આ કચ્છનું દિવાનપદ દીપાવવું,
એ કામ છે બહુ કઠણ રાય પ્રજાનું ચિત્ત મનાવવું;
વળિ સાનુકુળ સરકારી પ્રતિનિધિઓ[1] સદાએ રાખવા,
બુદ્ધિ ચમત્કારો બતાવી સુયશનો રસ ચાખવા. ૬
સહુ કામ એ સંતોષ ભર્યું કરવા વિષે સ્ફુરતી ઘણી,
પારસ મણિ કરતાં અધિક ગુણિ ધન્ય મણિભાઇ મણિ;
શિર કંઠ શ્રવણ સુબાહુ ભુજ અંગુલિતણાં આભૂષણો,
જ્યાં જડિત મણિ ત્યાં દીપિ ઉઠે કાંતિમાં કોડામણો. ૭
હર પદવિપર મણિભાઈ ત્યમ તેજસ્વિ મતિના તેજથી,
દીપી નિકળે સહુથી અધિક પંકાય વળી શ્રમ સ્હેજથી;
પદવીની એમાં અધિકતા નહિ અધિકતા મતિની અતિ,
પદવી દીપાવે નિજ પ્રયત્ને વાહ મણિભાઈની મતિ. ૮
મોટાં સુકૃત મહિમા ભર્યાંની યોજના કરવા રૂડી,
છે યોગ્ય જેના મગજ કેરી સહસ્રધા શક્તિ વડી;
સમયાનુસાર સુબુદ્ધિની વળિ તેમ વિષમ પ્રસંગમાં,
જેના અલૌકિક ધૈર્યની ખુબિ વ્યાપિ રહિ જન અંગમાં. ૯
ઉત્સાહના અતિ સુભગ સમયે તેમ દુખદ પ્રસંગમાં,
વિકૃતિ ન જેના વદનપર સુપ્રસન્નવદન ઉમંગમાં;
કહું સાનુભવ એ સર્વ ગુણ ગંભીર જેના ગાજતા,
મણિભાઇની સત્કીર્તિના દશ દીશ ડંકા વાજતા. ૧૦
રાઓ બહાદુર બિરૂદના મુલકે મુલક મશહૂર છે,
કાબીલ જેના કામમાં નૂર નામમાં પણ નૂર છે;
જે રાજ્યના એ દિવ્ય મતિ દિવાન દેશ પ્રસિદ્ધ છે,
તે રાજ્યમાં સુખ સંપદા નવનિધિ ઋદ્ધિ સિદ્ધિ છે. ૧૧
મૂળથીજ મંગળ કાર્યની શુભ પ્રેરણા માટે પ્રીતે,
જેના યશસ્વી કર કર્યા નિર્માણ પ્રભુએ આ રીતે;
કુંવરી શ્રી બાઇ રાજબાનાં લગ્ન કીધાં લાવથી,
મહારાવશ્રી ખેંગારજીનાં તેમ ભલિ વિધ ભાવથી. ૧૨
ઉપવીતમહોત્સવ એમને કર ખુબ થયો ચહિ ક્ષેમને,
ઈશ્વર કરો [2]યુવરાજજન્મોત્સવ અહો કર એમને;

૧ મળતીઆ. ૨. પાટવી કુમાર.

મંગળ સકળનાં મૂળ છે કર ઉભય એ કુળવાનનાં;
પગલાં પનોતાં પરમ છે દુનિયાં કહે દીવાનનાં. ૧૩
આદિથી સહુ ગુણ વરણવા આ સમય યોગ્ય ન ધારીને,
સમયાનુસાર પ્રયત્નનું વર્ણન કરીશ વિચારીને;
મહિમા ભર્યા સુવિવાહ મહારાજાધિરાજતણાવિષે,
અકળિત કરેલી યોજનાઓ દબદબા ભરિ સૌ દિસે. ૧૪

દોહરો.

દિવ્ય દબદબા ભરિ દિસે, અધિક યોજના એમ;
દિવાન બુદ્ધિનિધાનની, કરે કીર્તિ કવિ જેમ. ૧

ગરબી.

"જાણ્યું જાણ્યું હેત તમારૂં જાદવારે લોલ." એ ઢાળ.

ધન્ય મહામતિ નૃપમંત્રી મણિભાઇનેરે લોલ,
જેની પ્રતિષ્ઠા બહુ પ્રાંતે પંકાય જો;
ગુણ વરણે બહુ કવિયો જેમા ગાઇનેરે લોલ,
જેની મતિનું મૂલ એક નવ અંકાય જો. ધન્ય મહામતિ. ૧
ભારત કામે ભગિરથ યત્ન ભલા કરીરે લોલ,
નિજ ભૂપતિનો જરૂર કરે જયકાર જો;
એવી રીત અનુપમ જેણે આદરીરે લોલ,
રાવ બહાદુર એજ ખરા હિતકાર જો. ધન્ય મહામતિ. ૨
કલમ બહાદુર એજ ખરા કોડામણારે લોલ,
ધાર્યું કરે ધીરજ ધરી એ મતિધીર જો;
રાય પ્રજાના હિતમાં નવ રાખે મણારે લોલ,
અન્ય ઘણા પણ એજ ખરા યશવીર જો. ધન્ય મહામતિ. ૩
કેમ વધે ઊપજ અતિ આ કચ્છરાજ્યનીરે લોલ,
રૈયત સુખ પામે ક્યમ સર્વ પ્રકાર જો;
દીપ્તિ વધે ક્યમ દરબારની દુનિયાંવિષેરે લોલ,
વધે શી રીતે હુન્નર ને વ્યાપાર જો. ધન્ય મહામતિ. ૪
ચિતમાં એજ નિરંતર જેની ચાહનારે લોલ,
એ કારણ ઉદ્યમ દિન રાત અપાર જો;

દીર્ઘદર્શી દીવાન સુબુદ્ધિનિધાનનારે લોલ,
પ્રેમે ગુણ કથતાં નવ પામું પાર જો. ધન્ય મહામતિ. ૫
આવ્યા દિવાનપદે દીપીને ફરિ દેશનીરે લોલ,
પ્રથમ સુધારી બાજી સહુ શુભ રીત જો;
નિર્મળ મરજી પછિથી પ્રીછિ નરેશનીરે લોલ,
કરી તૈયારી તવ નૃપલગ્ન નિમિત્ત જો. ધન્ય મહામતિ. ૬
પ્રથમ નગર શણગાર્યું શોભિત રંગથીરે લોલ,
હાટ વાટ ઘર ગલી કુંચિ બેશ બજાર જો;
મનહર મંડપ રમણિક દ્વાર રચાવિયાં રે લોલ,
શોભામાં બની પુરી અલકાઅનુસાર જો. ધન્ય મહામતિ. ૭
વ્હોરત કીધી સુવ્યવસ્થા ભરિ તે સમેરે લોલ,
શેલાં શાલ દુશાલા પામરી પાઘ જો;
સામગ્રી કિધિ શોળગણી વ્હીવાતણીરે લોલ,
રાત્ર દિવસ કરી યત્ન સહિતઅનુરાગ જો. ધન્ય મહામતિ. ૮
લગ્નવધાવો વિગતથકી ઉધરાવવારે લોલ,
નિમ્યા લાયક નોકર નિપુણ ઘણાજ જો;
અવિલોકયા ઉતારા બહુ આપે જઈરે લોલ,
રજવાડી મ્હેમાન ઉતરવા કાજ જો. ધન્ય મહામતિ. ૯
તંબુ વિશાલ તણાવ્યા વળિ મેદાનમાંરે લોલ,
આગળથી પ્રિછિ ભિડ પરૂણાની જરૂર જો;
મન ઇચ્છા કરવા પ્હેલાં આવી મળેરે લોલ,
બહુ ચિજથી પ્રતિ ઉતારા ભરપૂર જો. ધન્ય મહામતિ. ૧૦
લગ્નનિમિત્ત કમેટી નિમિ મન મગ્નથીરે લોલ,
લાયક અધિકારી તેમાં બહુ લીધ જો;
સૌને જુદું જુદું કામ સમે તે સોંપિયુંરે લોલ,
જે માહિત જેમાં તે ત્યાં નકિ કીધ જો. ધન્ય મહામતિ. ૧૧
મનરંજન કરવા રૈયત પરૂણાતણાંરે લોલ,
તેડાવ્યા નટ નાટક ને નૃતકારજો;
સર્વ વ્યવસ્થાપૂર્વક રચના રાજતીરે લોલ,
વખાણતાં નિરખી તે સહુ નરનાર જો. ધન્ય મહામતિ. ૧૨

કવિયોનાં સન્માન કરાવ્યાં નૃપકનેરે લોલ,
સાજસહિત અપાવ્યા અશ્વ અનેક જો;
સભી કરી શાસ્ત્રીમંડળની સ્નેહથીરે લોલ,
ચરચાવી નૃપનીતિ રીતિ સવિવેક જો. ધન્ય મહામતિ. ૧૩
એ સહુ કથતાં વરણી યથાસ્થિત આ સમેરે લોલ,
મણિગુણ માળાનો આ ગ્રંથ ગણાય જો;
ઈચ્છો સર્વ અહોનિશ નૃપ ને મંત્રિનું રે લોલ,
જગમાં સુયશ વધારે શ્રીજગરાય જો. ધન્ય મહામતિ. ૧૪

